# સતિ રત્નકુમારી.

## ગાયન તથા ભાષણસહિત.


રચી પ્રસિદ્ધ કરનાર

ઠા૦ મુળજી હીરજી,

જીવણલાલ સાંકળેશ્વર મેહતા,

સા૦ કરનાર એચ૦ જે૦ પોરબંદરવાલા.



આવૃતિ ૧. પ્રત ૧૦૦૦.

ભુલેશ્વર પ્રીંટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૯, સને ૧૯૦૩.

કીંમત ૧૨ આના.

## હરીગીત.

અતિ વીનયથી વીભુ વીનવીએ
આપી મતિ શુભ સર્વદા,
કાપો ત્રીવીધી તાપને
થાપો કરી શેવક સદા.
સુખી કરો સદ્ગ્રહસ્થોને
[illegible]રી હામ હૈયાની કરી,
[illegible]ું મુખેથી માગીએ
[illegible]કાર વિનતી શ્રીહરી.
આશ્રય આપ્યો અગાઉથી
ઉપકાર ન જાએ કહ્યો,
સદ્ગુણી શાણા સજ્જનો
અતિ છું આભારી હું થયો.
ન જાણું પીંગળ પાઠ હૂં
ન આઠગણનું ભાન છે,
વાંચો સુધારી સાહેબો
જીવણ અતિ અજ્ઞાન છે.
માગે છે મુળજી એટલું
સદ્ગ્રહસ્થો સૌ સુખી થજો,
નીત્ય ચીત્ત આનંદમાં રહી
સુભ કામ તમ હાથ હજો.

વિનંતી. લા. હુ.

# સતિ રત્નકુમારી.

## ગાયન તથા ભાષણસહિત.

### સ્તુતી.

**સુત્રધાર**—વંદું ! વિશ્વ પતિ.                    ( ૨ ) વાર

કરૂ વીનતી ધ્યાન ધરિને, સુખ કરો પ્રભુ દુઃખ હરીને—વંદું—
શર્ણું છું સેવક હું તારો, મહેર કરી મુજને ઉગારો—
આપો સન્મતિ.                    વંદું.
આ રંગ ભુમી પર આજે, આર્ય હીત કૃતાર્થ કાજે—
પ્રભુની અકળ ગતિ.                    વંદું.
શોભાવી કુળ શુભ રીતેથી, પતિવ્રત પાળી પ્રીતેથી—
પામી મોક્ષ ગતિ.                    વંદું.

( સ્તુતિ થઇ રહયા પછી સભાસદો તરફ જોઇને. )

**સુત્ર**—અહો આર્યો ! અમો આપની સમક્ષ શ્રી ચંદ્રપુરના—મહારાજા દોલત- સીંહની પુત્રી રત્નકુમારીનું અપુર્વ નાટક ભજવી બતાવનાર છીએ. અહા હજી પ્રીયા કેમ નહિ આવી.

**નટી**—હાજર છું સ્વામીનાથ, મને શી આજ્ઞા છે.

**સુત્ર**—પ્રીયા, આજે હું આ સભાજનો સમક્ષ સતી રત્નકુમારી વીશેનું ચ- રીત્ર ઉચ્ચારવાને માટે એક મતે થઇ રહયો છું. તેમાં તારી મદદની જરૂર છે.

**નટી**—સારૂ પ્રાણનાથ, હું પણ આપના મતને મળતી છું.

**સુત્ર**—ત્યારે ચાલ પ્રીયા સત્વર થા, એક ગાયન ગાઇ સભાસદોનું મન રજંન કર.

**નટી**—જેવી પ્રાણનાથની આજ્ઞા.

**ગાયન.**

સુણો પતિ મમ પ્રાણથી પ્યારા,
શિયળ સાચવવું એ ખડગની ધારા—સુણો.
દોલતસીંહની રત્ન કુમારી.
ચંદ્ર નગર વીશે બાળ કુમારી
તેના વીચાર છે અતિ ઘણા ન્યારા—સુણો.
ધન્ય આ જગમાં તેવી સતીને,
સર્વે પામો એવી શુભ મતિને,
અરજ કરૂં છું હું મુજ પ્યારા.

**સુત્ર**—શાબાશ શાબાશ પ્રીયા. ચાલ હવે સત્વર થા.

( એમ કહી બન્ને જણ જાય છે. )

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

### સ્થળ. સ્નેહપુરની રાજ્ય કચેરી.

**પાત્ર**—માનસીંહ, ચંદ્રસીંહ, પ્રધાનજી, સેનાધીપતિ, ચોપદાર, સીપાઇઓ વીગેરે.

**ચોપદાર**—ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, સ્નેહપુર પતિ, મહારાજા ધીરાજ, માનસીંહજીકી ગદમપેં નીગાહ રખીએ મહેરબાન.
પાટવી કુમાર શ્રી ચંદ્રસીંહજીકી સલામપેં નીગાહ રખીએ મહેરબાન.

અદલ ન્યાઇ, રાજ્ય ભક્ત પ્રધાનજીકી સલામપેં નીગાહ રખીએ મહેરબાન સલામ.

**માનસીંહ**—પ્રધાનજી આપણા રાજ્યની વ્યવસ્થા કેવી રીતે ચાલે છે. કન્યાશાળા, પાઠશાળા, હુન્નરશાળા. વીગેરેનો બંદોબસ્ત કેવી રીતે ચાલે છે, તથા પ્રજા સુખ શાંન્તીથી વર્તે છે કે કેમ ?

**પ્રધાન**—મહારાજા ધીરાજ જેમ રામ રાજ્યમાં પ્રજા સુખ શાંન્તીમાં હતી તેવીજ રીતે આપના વડીલોના પુન્ય પ્રતાપે સુખ શાંન્તીમાં છે.

**માનસીંહ**—મારા શુરા સેનાધીપતિ રાજ્યનો બંદોબસ્ત કેવી રીતે ચાલે છે.

**સેનાધીપતિ**—રાજેન્દ્ર સર્વે સૈન્ય રાજ્ય ત્થા રૈયતના રક્ષણાર્થે તૈયાર રહે છે. દસ લાખ સ્વાર ખાસ લડાઇના કામ માટે રાખવામાં આવેલા છે. બાકીનું સરહદ વીગેરે વીગેરે સ્થળે છે.

**માનસીંહ**—પ્રધાનજી કુમાર શ્રી ચંદ્રસીંહનો વીદ્યાભ્યાસ સંપુર્ણ થયો ત્યાર બાદ રાજ્યતંત્ર શીખવવા તમને સોંપેલ છે. તો તેમાં તેમનું ધ્યાન પડે છે કે કેમ ?

**પ્રધાન**—મહારાજા ધીરાજ કુમાર શ્રીનો વીદ્યા અભ્યાસ આખા ગુજરાત કાઠીઆવાડમાં સર્વોત્તમ ગણાય છે અને રાજ્યનું ઘણું ખરૂં કામ પણ કરવામાં માહેતગાર થયા છે. ત્થા લડાઈ કવાયતમાં પણ સારી કેળવણી મેળવી છે. આથી સીદ્ધ થાય છે કે તેમની—આટલી નાની અવસ્થામાં સર્વે બાબતોમાં નીપુણ છે તો તે આગળ જતાં મહા પ્રાક્રમી ને પ્રતાપી થશે.

**માનસીંહ**—મારા વહાલા પુત્ર ચંદ્રસીંહ. ( ચંદ્રસીંહ ઉભો થઇને. )

**ચંદ્રસીંહ**—પીતાશ્રી શું આજ્ઞા છે.

**માનસીંહ**—જો કે મારી વૃધ્ધ અવસ્થા છે તો તારે રાજ્યની સર્વે બાબતોથી જાણીતા થવું. મારૂં દીલ હવે રાજ્ય ખટપટમાં થોડું રહે છે. માટે

તારે તે ઉપર બરાબર ધ્યાન આપવું ને જેમ બને તેમ રૈયત સુખી થાય તેવા કાર્યોમાં શ્રીમીત રહેવું જોઇએ. એજ રાજ્યકર્તાનો ધર્મ છે.

**ચંદ્રસીંહ**—જેવી પીતાશ્રીની આજ્ઞા.

**માનસીંહ**—શાબાશ, શાબાશ, મારા વહાલા પુત્ર ધન્ય છે.

**ચંદ્રસીંહ**—( ઉભો થઇને ) આજે એ ત્રણ દીવસ થયાં મારી તબીયત ઘણીજ નાદુરસ્ત રહે છે કારણ કે ઉનાળાની સખ્ત ગરમીને લીધે મારૂં દીલ ઘણુંજ ઘભરાય છે, ને સાયંકાળનો વખત થયો છે તો આપના મનહરપુર નામના બગીચામાં ફરવાની ઇચ્છા રાખું છું.

**માનસીંહ**—મારા વહાલા પુત્ર ખુશીથી સીધાવો, પણ વધારે વખત નહિ કરતાં સત્વર આવજો.

**ચંદ્રસીંહ**—જેવી આપની આજ્ઞા.

## પ્રવેશ. ૨ જો

### સ્થળ. સ્નેહપુરનો બગીચો.

### પાત્ર ચંદ્રસીંહ. પ છળથી દોલુભા.

**ચંદ્રસીંહ**—ઓહો, મીત્ર દેલુભા, આપનું પધારવું અત્રે કયાંથી.

**દોલુભા**—મીત્ર ચંદ્રસીંહ, સાયંકાળને વખતે હું હમેશાં આ બગીચામાં આવું છું. મીત્ર આ સ્થળ મને એટલુ તો પ્રીય થઇ પડયું છે કે અંહી આવું તોજ મારા જીવને ચેન પડે પણ મીત્ર આપ અત્યારે એકલા અચાનક પધાર્યા તેનું શું કારણ તે તો મને જણાવો.

**ચંદ્રસીંહ** મીત્ર હું પણ આપની માફક એ ઘડી મનને મગ્ન કરવાને અત્રે આવ્યો છું તો મીત્ર ચાલો પેલા* અશોકના વૃક્ષ નીચે બેસી જરા આરામ લઇએ.

---

* આશોપાલવ.

**દોલુભા**—હા ભાઈ ચાલો.

( બન્ને જણુ જાયછે. )

**ચંદ્રસીંહ**—મીત્ર દોલુભા વાહ બાગની સી શુંદરતા છે.

**દોલુભા**—મીત્ર સાયંકાળને વખતે આ સરીતા તરફથી આવતી થંડી મંદ-મંદ હવા કેવી શીતલતા આપે છે.

**ચંદ્રસીંહ**—મીત્ર દોલુભા. ગુલાબ. ડોલર. જાઇજુઇ, કેનકી માલતી વીગેરે વ્રક્ષોના પુષ્પોમાંથી. કેવી સુંદર અને સુગંધ હવા આવેછે.

**દોલુભા**—મીત્ર એ સરવે મનુષ્યના અર્થેજ ઇશ્વિરે બનાવેલ છે.

( થોડી વારે વીશ્રાન્તી લીધા પછી. )

**ચંદ્રસીંહ**—મીત્ર દોલુભા, પેલા ગુલાબના છોડની પાસે જોની, એક પક્ષી આંખને અજાયબી આપનારૂં રંગ બેરંગી મારી નજરે આવેછે. અહા હા. ! તે પક્ષીની શું શુંદરતા છે. આજ સુધીમાં કોઈ દીવસ એવું પક્ષી તો મેં દીઠું નથી. મીત્ર ચાલો તેની પાસે તેને બરાબર નીહાળીએ.

## ગાયન ૧ લું.

આજે દીઠી ઉદાસી, એ રાગ.

**બન્ને.**—ચાલો જોવાને જઇએ. ( ૨ )
જોવાને જઇએ ઓ મીત્ર મારા. ચાલો.
નવીન પક્ષી આવ્યું જણાએ.
આવ્યું હવાની લહેરે. ઓ. મીત્ર.
રંગ બેરંગી દીસે છે સારૂં
ન્યારૂં ના કરી એને જોઇએ. ઓ. મીત્ર.
**ચંદ્ર**—નીશ્ચે એને તો મહેલે લઈજાવું.
એના વિના કેમ રહીએ ઓ. મીત્ર.

( બન્ને જણ પક્ષીની પાસે આવીને. )

**ચંદ્રસીંહ**—મીત્ર તેના વાળ બહુજ સુવાળા ને લીસા જણાયછે. ઓ હો ! તેમાં વળી રંગ બેરંગી હોવાથી મને તો બહુ પ્યારૂં લાગે છે.

( એટલામાં પક્ષીએ એવો અકસ્માત કર્યો કે, આપણા રાજ્યપુત્ર ચંદ્રસીંહને પોતાની શકતીથી ઉંચકી એકદમ ગગન માર્ગે લઇ ગયું. દોલુભા આવા ગંભીર અકસ્માતથી મુર્છીત થઇ હર હર શંકરા બોલતાં જમીન ઉપર પડી જાયછે. થોડી વાર પછી શુધ્ધીમાં આવ્યા બાદ. )

**દોલુભા**—અરે કૃર હૃદય ધીકકછે તને કે આવો દયાજનક બનાવ જોઇને તેના તરફ પુરો દયા દસ્ટીનો પ્રકાશ બતાવતું નથી ! આ હા હા ! પ્રભુ તારી અકૃપાની આ મોટી નીશાની, કારણ કે મારા પરમસ્નેહી મીત્રને માથે આજે તેં આવો મોટો દુઃખનો બોજો મુકી દીધો પણ તે તેને યોગ્ય નથી. તેં દયા સાગરનું વીશેષણ ધારણ કર્યું તે શું તારા વીરદને રદ કરવા ? હાય રાજ્યકુમાર તારી શી દશા ! અરે જેની સેવામાં હજારો દાશ દાશીઓ હાજર રહેતાં ને જે હમેશાં પુષ્પની સજ્યામાં પોઢનાર તે અત્યારે એક વીકટ અટંગી ભુમીમાં નીરાધાર પડયો હશે. માટે હે જગતનીયંતા તારા દયા સાગરના વિશેષણને ઓપ દેવા ધારતો હો તો જયાં મારો વહાલો મીત્ર ચંદ્રસીંહ હોય ત્યાં તેને સહાય થઇ સંકટમાંથી મુકત કરજે. નહિ તો આ મારા પાપી આત્માને તારી હજુરમાં બોલાવી લે કે જેથી ફરી મારે આવા વીપરીત સમાચાર દેવાનો વખત આવે નહિ.

### ગાયન ૨ જું.

મમ મીત્ર આવો મારી પાસ, એ રાહ.

કેવું પક્ષી આ ઘાતકી દીસે, મમ મીત્રને લઈ ગયું આકાશે.
તુજ વીણ હવે કેમ રહેવાશે, મારો પ્રાણ પલક માંહે જાશે.
શુણશે વાત આ તાત જો તારો, તેના દુ;ખનો નહિ રહે આરો.
તુજ માત પીતુને શું કહીશ, પુછશે તો ઉતર શું દઇશ.

અહાહા ! શું વિચાત્ર બનાવ, પ્રભુ તારી ગહન ગતિ છે. વીધી તે જે લેખ લખ્યા છે તે સર્વે સાચા છે. ભવીષ્ય મીથ્યા થાયજ નહિ. અફ-સોસ અફસોસ અફસોસ.

ચાલ હવે સત્વર જઇ તેના માત પીતાને આ દુઃખ દાયક સમાચારથી વાકેફ કરૂં. તે બીચારાં તેની રાહ જોઇ ફીકર કરતાં હશે.

(જરા આગળ ચાલી.) અરે શું આ વીપરીત સમાચાર દેવા મને યોગ્ય છે ? (એમ કહી અટકે છે.) નહિ નહિ ચાલ આ વીચાર સરવે વ્યર્થ છે. અંહી બીજું કોણ છે કે જઇને કહેશે. ખેર, પ્રભુને ગમ્યું તે ખરૂં.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ. સ્નેહપુરની રાજ્ય કચેરી

**પાત્ર—માનસીંહ, પ્રધાનજી, સેનાધીપતી, ચોપદાર, સોપાઇઓ વીગેરે.**

**માનસીંહ**—પ્રધાનજી અફસોસ કે રાત્રી વીતી જતાં મારો પ્યારો પુત્ર ચંદ્રસીંહ આવ્યો નહિ માટે સત્વર તપાસ કરો.

**પ્રધાનજી**—હેં શું હજુ સુધી કુમાર શ્રી પધાર્યા નથી ? તેમની હું સત્વર શોધ કરૂં છું.

**માનસીંહ**—પ્રધાનજી હજુ ચંદ્રસીંહ નહી આવ્યો તેનું કારણ મને કાંઇ અજાયબ લાગે છે કારણ કે હમેશાં જમવાની વેળાએ તો હાજર રહેતો હતો એતો તેનો ખાસ નીયમજ છે. માટે મારૂં મન ઘણુંજ અધીરૂં બને છે ને દીલ વ્યાકુળ થાય છે તેથી મને કાંઇ પણ સ્થળે ચેન પડતું નથી.

**ચોપદાર**—(પ્રવેશ કરીને) મહારાજા પ્રધાન પુત્ર દોલુભા અંદર આ-વવા રજા માગે છે.

**માનસીંહ**--તેને ખુશીથી અંદર પ્રવેશ કરાવો.

( દોલુભા પ્રવેશ કરી નમન કરે છે એટલામાં. )

**માનસીંહ**--કેમ દોલુભા આટલો બધો ઉદાસમાં છે. પણ ભાઈ ચંદ્રસીંહ ક્યાં છે.

**દોલુભા**--બાપુ એ તો કંઈ સ્વપ્ના જેવું થઈ ગયું.

**માનસીંહ**--હેં હેં સ્વપ્ના જેવું શું.

**ગાયન ૩જું.**

શું કહું વાત વીસ્તારીને એ રાગ.

મન મુઝાએ મારૂં બહું, ન થાય મુખે ઉચ્ચાર,
શું રે કહું આપ આગળે, દીલે દુઃખ અપાર. મન.
બંન્ને મળી ઉભા બાગમાં આવ્યું પક્ષી ત્યાં એક,
જોવા ગયા તેહને અમો પાસે ઉભા જઈ છેક. મન.
પક્ષી કુમારને લઇ ગયું, ગયું ગગન મોઝાર,
એકલો હું ત્યાં રહયો, આવ્યો અંહી તતકાળ. મન.
કર્મ ફુટયું બાપુ આપણું કહું શું એ કથાય,
લખ્યા છઠ્ઠીએ લેખ જે ભાવી મીથ્યા ન થાય. મન.

**માનસીંહ**--અરે હાય આ શું ? હું વીપરીત સમાચાર શ્રવણ કરૂં છું. શું પ્રભુ મારો ચંદ્રસીંહ ક્યાં ગયો. અરે વીભુ તેં મને વૃદ્ધા અવસ્થામાં એક રત્નરૂપી પુત્ર ઘણા પરિશ્રમે ભેટ આપી તે ભેટ કપટથી છીનવી લેવા તારો હેતુ હતો તો મને એવી ચલીત ભેટ અર્પણ કરવીજ નહોતી. અરે હું નીર્ભાગ્યાના ભાગ્યનો ઉદય થયો સમજતો હતો પણ હવે આ સમાચારથી સાબીત થાય છે કે વીભુની અકૃપાનાં આ ચીન્હ છે.

અરે મારા શાણા પ્રધાન આ આફતની સારવાર જલ્દી નહિ થાય તો આ પાપી આત્મા જગતકરતાની સેવામાં જવા તત્પર થાય છે. અરે મારા મનના વીચારો સરવે નીસ્ફળ થયા. થોડી મુદતમાં તેને રાજ્યાભીષેક

આપવાનો મારો અભીલાષ હતો તે મનમાં પુરેલો મોતીનો ચોક મનમાંજ રહયો.

**પ્રધાન**--મહારાજ આમ અધીરા શું બનો છો. કરતા હરતાની મરજી વીરૂદ્ધ આપણો પ્રયાસ નીસ્ફળ છે. માટે આમ સોચ કરવાથી શું. વળવાનું ? અમો તથા સેનાધીપતિ હમણાંજ તપાસ માટે સત્વર બંદોબસ્ત કરીએ છીએ. ઇશ્વર કૃપાથી તથા આપણા પવીત્ર ધર્મના પ્રબળથી કુમારશ્રીનો ચોકસ પત્તો મેળવીશું. આપ નીચીંન્ત રહો.

**માનસીંહ**—ચોપદાર કચેરી બરખાસ્ત કરો.

## પ્રવેશ ૪ થો.

## સ્થળ ચંદ્રપુરનો બગીચો.

**પાત્ર**--ચંદ્રસીંહ, પાછળથી રત્નકુમારી પોતાની સાહેલીઓ સાથે.

**ચંદ્રસીંહ**--અહા વીભુ તારી ગહન ગતી છે. અરે હું કયાં અને મારા માત પીતા કયાં અક્ષમાં ! શું રચના રચાવી, પણ ઠીક જગત્ પીતાં જેવી તારી ઇચ્છા. વૃથા શોચ કરવો મીથ્યા છે.

કારણ કે હું ક્ષત્રી પુત્ર છું વળી મારા ધર્મ મુજબ કષ્ટ એ મનુષ્યને માટેજ છે વીભુએ રાજ્યતાજ લઇને કષ્ટતાજ અરપણ કર્યો તો તે પણ તેની મરજીથી અંગીકાર કરૂં. પણ હવે ક્ષુધાથી મારો આત્મા બહુજ પીડાય છે તો હવે ક્ષુધા બુજાવવા આ બાગમાં જઇ કંઇ ફળ ફુલનો અહાર કરી ક્ષુધાને શાન્ત કરૂં.

અહા બાગ કેવો રમ્ય લાગે છે:

### ગાયન ૪ થું

એક ઇંગ્રેજી નવો રાગ.

કેવો સુંદર મનહર લાગે, લચી રહયો આ બાગ લચી રહયો આ બાગ.(૨)વાર
કેવી કેળો લચી રહી છે, કુંજ કરેણો ઓપી રહી છે.
દ્રાક્ષ લત્તાએ ઝુમી રહી છે, પુરણ પ્યારો બાગ. કેવો.

ગુલાબ ડોલર જાઈ બહેકે છે, વૃક્ષ લત્તાએ સ્નેહ ભેટે છે,
સુગંધી સરવે એહ ફેંકે છે ફુલ તણો નહિ પાર. કેવો.

**ચંદ્રસીંહ**—વાહ વાહ બાગ તો બહુજ સુંદર દેખાય છે. જાઇ, જુઇ, બટ મોગરો ગુલદાવદી, વીગેરે પુસ્પોના વૃક્ષો પણ મનને આનંદ પમાડે તેવાંજ છે. અરે આ ગુલાબ અને ગુલછબો તો વળી હદજ વાળે છે. પણ ચાલ જીવ ઘણા દીવસ થયાં રખડું છું તેથી છેક થાકી પણ ગયો છું માટે હાલ તો પેલા કોચ ઉપર જઈ જરા આરામ લઉં. ( એટલામાં રત્નકુમારી સાહેલીઓ સહીત પ્રવેશ કરે છે. )

**રત્નકુમારી**—સખીઓ આજ શુભ દીવસ છે માટે બેનો આપણા ધર્મ અનુસાર એક ગરબો ગાઇને મનને આનંદ પમાડીએ.

( સર્વે સાહેલીઓ સાથે )

### ગાયન ૫ મું-ગરબો-

બહુ આનંદનો દીન આજ હળી મળી રમીએરે,
સજી સોળ સરો શણગાર ઉમંગે ફરીએ રે.
તાલ એકજ થાય તમામ તેમ કરી રમીએ રે,
બેની આપણા દીલની દાઝ કેમ કરી બોલીએ રે.
તમારે કરે રૂડો ચુડલો રે લોલ, માંહે જડયાં નીલમ નંગજો
ચુડલો અમર રહો હેમનો રે લોલ.
પાળો પતિવ્રત પ્રેમથી રે બેન ઉપજે છે હર્ષ અથાગ રે
ચુડલો અમર રહો હેમનો રે લોલ
કંકણ કર વીશે ચમકે તમારાં રંગે દીસો છો બેની રૂપાળાં.
એ સો રહેશે તમારાં રે વ્રતની વીધીને પાળો
ઝાંઝરનો ઝમકારો તમારો રાગ દીસે છે બેની રૂપાળો,
રાસડો પ્રીતેથી ગાઓ રે વ્રતની વીધીને પાળો.

**રત્નકુમારી**--બેનો આજે એકાદસીનું વૃત છે, માટે શિવ પુજન સારૂ પુષ્પ બીલી પત્ર આદી એકઠાં કરવાને સત્વર થાઓ હું જરા વીશ્રાન્તી લઉં છું. (એક સખીએ આપણા રાજ્ય કુમાર ચંદ્રસીંહ સુતેલો છે ત્યાં આવી રાજ્ય કુમારને જોતાંજ હર્ષે ઘેલી બની રત્ન કુમારી પાસે દોડી જાય છે.)

**રત્નકુમારી**--વહાલી સખી આમ બહાવરી બની કેમ દોડેછે. એવું તે શું આશ્ચર્ય છે.

**દાસી**--બેન આપે કદી નહિ જોએલું હોય એવું રમકડું.

**રત્ન**--હેં રમકડું તે શું ?

**દાસી**--બેન શું કહું આ બાગની અંદર એક ચંદ્રની મર્યાદા મુકાવે તેવો કાન્તીવાન એક રાજ્યકુમાર અઘોર નીદ્રામાં સુતેલો છે.

**રત્નકુમારી**--ચાલો સખી ત્યારે તેને જોઇએ તો ખરાં (એમ કહી બન્ને તેની પાસે જાય છે.) અ હા હા શું તેનો રમ્ય ચહેરો તેને જોતાંજ મારી સર્વ કળા તે છીનવી ગયો છે પણ અરે સખી મને તો એમ લાગેછે એ કોઇ રાજ્ય રત્ન છે એમાં તો શક નહિ.

**સુબાલા**--બાઇ સાહેબ ખરેખર એમજ છે.

**રત્ન**--બેન એનામાં એવો ગુણ માલમ પડેછે કે જેમ ચુંબક લોહાને આકર્ષી લેછે તેમ એ બીજાના ચીતને હરી લેછે. ખરેખર મને તો એમજ લાગે કે કારણકે એને તો મારૂ ચીત્ત હરી લીધું છે.

## ગાયન. ૬ ઠું

જો સખી મુજ ચીત્ત હરનારો. (૨) વાર.  
છેલો, રસીલો, છકેલો, છબીલો આ.  
એછે મુજને પ્રાણથી પ્યારો.--જો.  
વીરહળ થયું મન વીયોગ કરે દહન તેથી તલ્પે છે મન.  
વીવીધ મુજને થાય વીચારો.--જો

ઉઠોને રસીલારાજ અબળાની જાણી દાઝ.
પ્યારા મારા પ્રેમે પધારો,—જો સખી.

રત્ન—સખી અહાહા સું તેનું રમણીય મુખ, સખી મને કંઇ સુજતું નથી. એને હાલ નીંદ્રામાંથી જાગૃત કરૂં ને મારો ખરો પ્રેમ વીદીત કરૂં પણ મારા ધર્મ પ્રમાણે સાહસ કરૂં એ મને યોગ્ય નથી.

માટે જેમ બને તેમ તેને મોહબંધથી બાંધી તેમજ હું પણ તેને મારી મુદ્રીકા તેના હસ્તમાં આરોપી પ્રેમીને મારો ખરો પ્રેમ જાહેર કરૂં. (સુબોધા, ઠીક થયું વીંટીની અંદર તેનું નામ ઠામ જણાય છે તેમ આપનું પણ સરવે ઠેકાણું વીગેરે છે.)

બેન હવે સત્વર જઈ મારા માત પીતાને કહું કે મને સ્વયંવર વરવાની ઇચ્છા છે તેથી સત્વર રચી તેમને મારી ચીઠી લખી તેડાવી લઇશ માટે

ચાલ સખી હવે મારા વીચાર પ્રમાણે મારૂં મન ઘર તરફ દોડેછે.

સુ—હા બેન ચાલો.

(બન્ને ઘર તરફ જાયછે ને રાજયકુમારને વીશે માલીને કહેતી જાયછે)

## ગાયન.

રત્ન—વહાલા જાણું છું બધી વાતરે લટકાળા લાલા.
પ્રીતીનાં આચરણ પારખુ પ્રીતથી.
નહી કરૂં તમને ન્યારા.—વહાલા.

## સાખી

રાખો મુજને પ્રીતથી પ્રીત્તમ આપ સંગાથ.
અરજુ મારી એટલી, સ્વીકારો મુજ નાથ.—વહાલા.
જઇ કહું મુજ તાતને આ વાત.
થઇ ચુકયા તમે પ્યારા.—વહાલા.
રહીશ નહી હું તમ વીના ઘડી ન્યારા.
સાચા છો તમે પ્યારા.—વહાલા.

**રત્ન**—( અદ્રસ્ય પણે ) વ્હાલા પ્રણામ, પણ છેવટ એટલી આતુરતા જણાવું છું કે હું રંકનું આમંત્રણ સ્વીકારી જલદી પધારશો. નહિ તર આપવીના એક ક્ષણમાં ( હું રત્ન કુમારી ) એવું નામ આ દુનિયા-માંથી ચલીત થશે માટે તમારા ક્ષત્રી ધર્મ પ્રમાણે હું અબળાનો સ્વીકાર કરવા પધારશો.

વીભુ આ બાબતમાં તારી મદદની જરૂર છે કારણકે તારા વીના મારા વીચાર કોઈ બીજો સફળ કરનાર નથી.

( માલી મારા હુકમ વગર આ રાજ્ય કુમારને જવા દઈશ નહિ. એમ કહી ચાલી જાયછે )

( ત્યારબાદ ચંદ્રસીંહ જાગૃત થાય છે. )

**ચંદ્રસીંહ**—અ હા હા વખત ઘણો થઈ ગયો છે અને હું આ સ્થળે કેટલો વ-ખત નીદ્રાવશ રહો તેનું મને કાંઇ ભાન રહ્યુંજ નથી.

( પોતાના મોહા ઉપર હાથ ફેરવતાં વીટી જોઇને. )

**ચંદ્રસીંહ**—આ મુદ્રીકા મારા હસ્તમાં કોની હશે ખરેખર આ મુદીકા મારી તો નહિજ અરે હું નીદ્રામાં છું કે શું ?
નહિ નહિ ખરેખર મારી નજરેજ જોઉં છું અને નીશ્ચય જાગૃતજ છું એમાં તો શક નહિ.

વાહ તેની શું મનહર મુર્તિ છે પ્રભુએ નવરે દીવસેજ આ રત્ન ઘડ્યું દીસે છે.

## ગાયન. ૮. મું.

કોની મુદ્રીકા દીસે છે અરે આ મુજ હસ્ત માંહી
ખરે નીદ્રાવશમાં બદલી ગયું કોઇ આંહી.
આ તસબીરે મારૂં ચીત્ત ખરે ચોરી લીધું
ઘણી ખુસીથી મને આ મુંદ્રીકાનું માન દીધુ.

**ચંદ્રસીંહ**—ખરે શી તેની ખુબશુરતી, પ્રભુ એવો કોણ મહા પ્રતાપી જન્મો હશે. પ્રભુ આ મુદ્રીકા જોતાંજ મને એમ લાગે છે કે તે પ્રેમી મનેજ તેનો ખરો પ્રેમ અર્પણ કરી ગઈ હશે.
હે જગત કરતા એવો શુભ સમય હવે તો સત્વર આપજે એ ચંદ્રવદની ને એક વાર તો જઇને ભેટું.
( એમ કહી ચાલવા માંડે છે ને માલીનું કહેવું યાદ આવવાથી અટકી જાયછે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ રત્ન કુમારીનો મહેલ.

**પાત્ર**—રત્નકુમારી વીરબા પાછળથી દોલતસીંહ.

**વીરબા**—પુત્રી તારી ઉમર હવે મોટી થઇ. તને તારા વીવાહ વીશે જયારે પુછીએ છીએ ત્યારે ના કહેછે તેનું શું કારણ.

**રત્ન**—માતુશ્રી મારો વીચાર તો એવો છે જે સ્વયંવર વરવો, પછી માતુશ્રી આપની જેવી મરજી.

**વીરબા**—ચાલ ત્યારે હું તારા પીતાને વાત કરૂં ને મારો વીચાર પણ એમજછે.
( એટલામાં દોલતસીંહ આવેછે. )

**દોલતસીંહ**—પ્રીય આજ કંઇ વીચારમાં નીમગ્ન થએલી જણાયછે.

**વીરબા**—પ્રાણનાથ વીચાર તો માત્ર એજકે આપણી પુત્રી રત્નકુમારી લગભગ ૧૩ વરસની વયે પહોંચી છે તો તેના સગપણ વીશે મેં તેને પુછયું તો તેને જણાવ્યું કે આપણા ક્ષત્રી ધર્મ પ્રમાણે મારે તો સ્વયંવર વરવા ઇચ્છા છે તો તમારી શું મરજી છે તો એમજ છે કે તેમ થાય તો ઘણુંજ સારૂં

**દોલહસીંહ**—બહુ સારૂ પ્રીયા મારો પણ એજ મત છે. આજે કચેરીમાં જઇ પ્રધાનને પહેલું એજ કામ સોંપુ છું.
( દોલતશીંહ કચેરીમાં જાય છે. )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ, દોલતશીંહની રાજયકચેરી.

### પાત્ર. પ્રધાન, સેનાધીપતી. ચોપદાર, શીપાઇઓ વગેરે.

**દોલતશીંહ**–પ્રધાનજી, પુત્રી રત્ન કુમારીની વય લગભગ તેર વરસની થઇ માટે મારો વીચાર સ્વયંવર કરવાનો છે તો તમો સર્વે રાજારાણાઓને પત્રીક લખી રવાના કરો.

**પ્રધાન**–જેવી મહારાજની આજ્ઞા. (શીપાઇને હુકમ કરવાથી કાશીરામ ગોરને બોલાવી લાવેછે.)

(કાશીરામ પ્રવેશ કરી આશીર્વાદ દઇ બેસેછે.)

**પ્રધાન**–કાશીરામ, મહારાજા સાહેબનો એવો હુકમ છે કે આ પત્રીકાઓ જે ટલા રાજરજવાડા છે ત્યાં સત્વર પહોંચાડો.

**ગોર.**–બહુ સારૂં હું સત્વર જાઉં છું.

( એમ કહી મહારાજ જાયછે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ. રત્ન કુમારીનો મહેલ.

### પાત્ર-રત્નકુમારી તથા દાશી.

**રત્નકુમારી**–ચાલ જીવ ત્યારે વહાલા ચંદ્રને પણ એક આમંત્રણ પત્રીકા મો કલાવું.

પ્રીય ચંદ્ર, પ્રકાશ કર ને તારા પવીત્ર કીર્ણનાં દરશનની અભીલાષા રા- ખનારને તુ તારી શેવામાં લે.

જ્યારથી બાગની અંદર વશીકરણ મુર્તીનાં દરશન થયા છે ત્યારથી અન્ય કોઇ પદાર્થ નીરખવાને મન અભીલાષા રાખતું નથી.

નીંદ્રામાંથી સચેત કરવાને મન દોડ્યું હતું, પણ લાચારીથી કબજે રાખ્યું

સમજ કે સતી ધર્મને દુષણ લાગે ને સંસારીક કાયદાનું ઉલંઘન નહીં કરવાના હેતુથી એ સાહસ પગલું નહિ ભર્યું. મારી ઝાઝી પરિક્ષા કરવા માગતા હો તો આપના અંતઃકર્ણના ચક્ષુથી જોશો તો માલુમ પડશે કે આ પ્રેમીના ઘટમાં કોના નામની પવીત્ર માળા જંપાઇ રહી છે. તે કોઈ નહિ પણ પ્રીય ચંદ્ર તારીજ. હવે ઝાઝુ લખવાને હું પામર અશકત છું, પણ જો આપ આપની ક્ષત્રી ધર્મની રીતી પ્રમાણે પગલું ભરો તો આ અબળાની સહાય કરવી એ આપની ફરજ છે તો હવે મારૂં ખરૂં હ્રદય જે એકજ પ્રેમથી સચેત હતું તે આપે છીનવી લીધું તો હું હ્રદય સુન મુર્તી કેમ દીવસ નીર્ગમન કરતી હોઇશ તે આપના હ્રદયને પુછો. મારા પીતા તરફથી તથા એક મારા ખરા પ્રેમ તરફથી આ બન્ને આમંત્રણનો સ્વીકાર કરી આપની પવીત્ર મુર્તીના દરશનનો લાભ આપશો-પ્રીય, ઝાઝું લખવા કરતાં છેલ્લી હકીકત એછે જે આપ મુદદત અનુસાર નહિ પધારો તો આપ વીના આ નાશવંત દેહ પોતાની ફરજ અદા કરી પેદા કરનારની હજુરમાં જશે માટે જો ક્ષત્રી ધર્મને આપ ચડાવવા માગતા હો તો જલદી પધારશો એજ.

લી૦ આપની જીંદગીની સાથ રહેવાની
અભીલાસ રખનાર દાશીના અથાયોગ્ય.

(પત્ર લખી દાસીની સાથે મોકલાવે છે.)

## પ્રવેશ ૮ મો.

### સ્થળ. બગીચો.

### પાત્ર ચંદ્રશીહ, પાછળથી દાશી.

**ચંદ્રશીંહ**

વારી વારી તમપર વારી જાઉં બલીહારી.
જાઉં બલીહારી પ્યારી જાઉં બલીહારી—વારી

અધીરો બન્યો છું નારી જોવા છબી તારી
મને પીઓ પ્રેમ રસ વારી—વારી.
તમ વીના પ્યારી મુજથી જરા ના રહેવાય
તમે આવો પ્રીતથી પ્યારી—વારી.

**ચંદ્રશીંહ**—વખ્ત ઘણો થયો છે. ચાલ જીવ હવે તો જે પ્રેમી બાણ મારા હૃદયમાં લાગી રહયું છે તેનો જખમ રૂઝાવવાનો પ્રયત્ન કરૂં. અહાહા પેલું સામેથી કોઇ આવતું જણાયછે. ખરેખર કોઇ દાશી જેવું માલમ પડે છે, પણ એ તો મારી તરફ આવતી જણાય છે. હાં નકકી રત્નકુમારીએ તો નહિ મોકલી હોય. અરે તેના હાથમાં પત્ર જેવું કંઈ જણાય છે. ( એટલામાં દાસી ચંદ્રશીંહ પાસે આવી પહોંચે છે ને પત્ર સામે ધરી.)

**સુબોધા**—કુમાર શ્રી, આ પત્ર મારી બાઇ સાહેબે આપને મોકલેલો છે તે લ્યો.

**ચંદ્રસીંહ**—લાવ-અને તારી બાઇ સાહેબને પ્રણામ કહેજે.

**સુ**—સારૂ-રાજેન્દ્ર ખુશીથી કહીશ, લ્યો હવે મને રજા છે.

**ચં**—હા ખુશીથી સીધાવ. ( દાશી ગયા બાદ કાગળ વાંચે છે. ) અહા પત્રની શી છટા છે! અરે તેણે તો મને તન અને મન અર્પણ કર્યું હોય તેમ લાગે છે. માટે હું પણ મારા ધર્મ પ્રમાણે આ શુભ પ્રસંગે જઈ વીજય મેળવું. હે વીભુ, તું સહાય કરજે.

### ગાયન ૧૦ મું.

**ચંદ્રસીંહ**—થાય સ્વયંવર ચંદ્રનગરમાં. ( ૨ ) વાર.
દોલતસીંહની રત્નકુમારી, વરસે મને સ્વયંવરમાં. થાય.
દેશ પરદેશે આમંત્રણ જાશે, શુરવીર ક્ષત્રી ત્યાં ભરાશે,
આનંદ અતિ ઘણો છે મુજ ઉરમાં. થાય.
ચાલ હવે હું તૈયાર થાવું, સ્વયંવરમાં સત્વર જાઉં,
નામ દીપાવું ક્ષત્રી કુળમાં. થાય.

## પ્રવેશ ૯ મો

### સ્થળ. ચંદ્રનગરમાં સ્વયંવર મંડપ.

**પાત્ર—મહાંધસીંહ, ગર્વસીંહ, ધીરસીંહ, માનસીંહ, અભયસીંહ, ગુમાનસીંહ, કેશરીસીંહ, પાછળથી ચંદ્રસીંહ વીગેરે.**

**દોલતશીંહ**—પ્રધાનજી આમંત્રણ આપેલ સર્વ રાજાઓ આવી પહોંચ્યા ?

**પ્રધાન**—હા, રાજેન્દ્ર સર્વે આવી પહોંચ્યા છે.

**દો.**—તો સરવેને ખબર આપો કે, રાજાઓ સ્વયંવર મંડપમાં બીરાજમાન થાય.

( સ્વંયવર ભરાયા બાદ, રત્નકુમારી પોતાની દાસીઓ સાથે મંડપમાં કરમાં વરમાળ ધારણ કરી, પ્રવેશ કરે છે, જે ચંદ્રસીંહના ગળામાં વરમાળ આરોપે છે. )

**ગાયન ૧૧ મું.**

**સર્વે પાત્રો.**—ગતિ પ્રભુની ન્યારી. ગતિ પ્રભુની ન્યારી.

સુખેસ જોડું સદાયરે. ગતિ.
કોણ ભુમિનો ચંદ્રસીંહ, રત્નકુમારી મારી. ગતિ.
પ્રભુ જોડીએ અવીચળ રાખો એવી અરજી છે મારી. ગતિ.

**દોલતસીંહ**—પ્રધાનજી, વારાંગનાઓને બોલાવો.

**પ્રધાન**—જેવી મહારાજાની આજ્ઞા.

(વારાંગનાઓ પ્રવેશ કરે છે.)

**વારાંગનાઓ— ગાયન ૧૨ મું.**

**નાચ.**

આજ અતિ ઉર આનંદ આનંદ. (૨) વા.
ગાઓ નાચો, રૂમઝુમ, ઘુમઘુમ,
ઘુઘરી બાજત ઘુમ છનનનન. આજ

સર્વે મળી આનંદ વધાર્યો,
ધન્ય ધન્ય ઘડી આ દીન આજે.
થેઇ થેઈ થેઇ થન થનનનન. આજ-
મરદંગ બાજે ધીરકીટ ધીરકીટ.
ધાધા કીડાન કીડાન તકધા.
ધાંની તકકીટ છુમ છનનનન આજે.

**દોલતસીંહ**-પ્રધાનજી આ વારાંગનાઓને શીરપાવ આપી ખુશી કરો.

**પ્રધાન**---જેવી મહારાજાની આજ્ઞા.

(પછીથી કચેરી બરખાસ્ત કરે છે.)

---

## પ્રવેશ ૧૦ મો

### સ્થળ રત્નકુમારીનો એકાન્ત મહેલ.

### પાત્ર---ચંદ્રશીંહ તથા રત્નકુમારી.

### ગાયન ૧૩ મું.

**રત્નકુમારી**---પ્રભુ જોડી તમે ઠીક મેળવી, હવે આપજો સદા સુખ.
સુખ દુ:ખનો તું સ્વામી છે જગપતિ.
સુધારી દે સંસાર અમને આપી સુમતિ.
પ્યારા છું દાસી તારી.

**ચં**---ભલી પ્યારી ભલે પ્યારી.

**રત્ન**---કરો નજર દયાની સારી.

**ચં**---થાય જય જય જય જય.

## પ્રવેશ ૧૧ મો

### સ્થળ મદાન્ધસીંહનું એકાન્ત ભુવન.

**પાત્ર.**—મદાન્ધશીંહ.

**મદાન્ધસીંહ**--અહાહા ! ખરેખર, કોમળાંગી મારા હાથમાંથી છટકી ગઇ. વાહ ! શું તેની લાવણ્યતા. તેની હંસ જેવી ચાલ જોઇ છે ત્યારથી મારૂં મન ઘણુંજ વીરહલ થયું છે. પણ વૃથા, હાય હાય એને તો દુષ્ટ ચંદ્રશીંહ લઇ ગયો. પણ ઠીક છે બચ્ચા ચંદ્રસીંહ, મારા હાથ હજી સુધી તેં જોયા નથી. એ ચીત્ત હરનાર ચતુરાને લઇ તું કેટલા દીવસ સુખી થાય છે તે તું જો. એ મનહરણી જ્યારથી તારા ઘરમાં આવી ત્યારથી એમ ધાર કે તારી દશા ફરી ગઈ. લોહાને પાએ પનોતી બેઠી સમજ. જેમ શનીશ્વરે વીક્રમ વીગેરે રાજાઓને નડી દુઃખની સીમા રાખી નહોતી, તેમ હું શનીશ્વર, મારા સ્નાયુમાં લોહીનું હરવું ફરવું છે ત્યાં સુધી, અરે આ શરીરની અંદર હાડમાંસ છે ત્યાં સુધી પણ, હું તારો પીછો છોડનાર નથી, ને એ કોમળાંગીને તારી નહીં પણ મારી કહેવરાવું ત્યારેજ હું ક્ષત્રી ખરો.

### ગાયન ૧૪ મું.

**મદાઅંધ.**—જલદી જઇ લાવું હું એ નારી પ્યારી મારીરે,
શીંહતણું ભક્ષ શું શીયાળ જાય મારીરે. જલદી.
એ પાપીને મારી કાપી કીરતી વધારીરે,
વપુમાંહે ક્ષત્રી શુર નથી ગયું હારીરે. જલદી.
નજરે નીહાળ થાય કેવી દશા તારીરે,
ખરો છે સંકલ્પ હવે સાચો મનમાંહેરે.— જલદી.

## પ્રવેશ ૧૨ મો

### સ્થળ મદાંધશીંહની રાજ્યકચેરી.

પાત્ર—મદાંધસીંહ, પ્રધાન, સેનાધીપતિ, ચોપદાર, શીપાઇઓ વીગેરે.

**ચોપદાર**—ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, મહારાજાધીરાજ, મદાંધસીંહકી કદમપેં નીગાહ રખીએ મહેરબાન સલામ.

અદલ ન્યાઇ રાજ્ય ભકત પ્રધાનજીકી સલામપેં નીગાહ રખીએ મહેરબાન.

**મદાંધશીંહ**—મારા વહાલા પ્રધાન, દુષ્ટ દોલતશીંહને પુરી સજાએ પહોંચાડીશ ત્યારેજ મારો જીવ શાન્ત થશે, કારણ કે તેણે મારૂં માગું નહિ સ્વીકારતાં સ્વયંવર રચ્યો છે. ( નીસ્વાસ નાખી. )

અરે હાય હાય ! તે મદન પ્રજવલીત ભોવન શોભાવનારી સુંદરી મારા હાથમાંથી તો ગઇજ. અરે તેનું મુખાર્વીંદ જોતાં મારા દીલમાં જેમ સુવર્ણમાં હીરો જડાઇ જાય છે, તેમ તે જડાઈ ગઈ છે. હજુ તો તેનું મુખાર્વીંદજ જોયું છે ત્યાંજ મારૂં મન આકર્ષી લીધું છે, તો તેની સાથે અહરનીંશ વીહાર કરતો હોઉં તો કેટલું સુખ ઉત્પન્ન થાય ? અરે શું તેને દુષ્ટ ચંદ્રશીંહ લઈ ગયો ને મારા દીલની અપેક્ષા નાબુદ કરી ગઓ ? નહિ નહિ, તેમ કદી થનાર નથી. કદી જો કે આ દેહનો નાશ થાય અને તેને માટે અસંખ્ય દુ:ખો વેઠવાં પડે તો પણ મારી મનોવૃતી કદી ફરનાર નથી. મારા વહાલા સેનાધીપતિ, આપણું તમામ સૈન્ય તૈયાર કરો.

**સેના.**—જેવી આપની આજ્ઞા.

( સૈન્ય તૈયાર થયા બાદ. )

### ગાયન ૧૫ મું.

**મદાન્ધ.**—શુરા સરદાર, થઇ તૈયાર, ગ્રહી હથીયાર,
જાવું સંગ્રામે, જાવું સંગ્રામે. શુરા.

અરે શીયાળ, સીંહની ફાળ, ચુકાવે આ કાળ,
આવીને સામે, આવીને સામે. શુરા.
ધરી હામ મેડક કદી મણીધર સામે થાશે,
શુ ? તેનાથી જીવાશે ?
નહિ, નહિ, જીવ તેનો જાશે.
ઝટપટ, ઝટપટ, ઝટપટ ચાલો ધરીને ધરીને ધરી હામ હામ હામ.
કરૂં ખુવારી, દુસ્મન મારી, ઠરીને બેશું હું ત્યારે ઠામ ઠામ ઠામ.

## પ્રવેશ ૧૩ મો

### સ્થળ ચંદ્રનગરનું પાદર.

### પાત્ર--મહાન્ધસીંહ, લશકર સાથે.

**મહાઅંધ**—મારા પ્યારા પ્રધાન. આપણા તરફથી એક સીપાઈ પત્ર લઇને મોકલો તે પત્રમાં એજ હકીકત જે કાં તો તું શર્ણ આવી સુંદરીને સોંપી જા નહિ તો હામ હોય તો લડવા તૈયાર થા.

## પ્રવેશ ૧૪ મો

### સ્થળ ચંદ્રનગરની રાજ્યકચેરી.

### પાત્ર--દોલતસીંહ, ચંદ્રસીંહ, પ્રધાન, સેનાધીપતિ, કચેરી મંડળ વીગેરે.

**ચોપદાર**—મહારાજા કોઇ એક શીપાઇ અંદર આવવા અરજ ગુજારે છે.

**ચંદ્ર**--ખુશીથી તેને પ્રવેશ કરાવો.

( શીપાઈ પ્રવેશ કરી પત્ર ભાલાપર ચડાવી આપેછે. )

**ચંદ્ર**—( પત્ર વાંચી નકશી ક્રોધ કરીને. )

અરે મદના ભરેલા મદાન્ધસીંહ, ધીકકાર છે તને ને તારા માતપીતાને. શું આવી તારી ધમકીથી ખરા ક્ષત્રી વીર્યથી ઉત્પન્ન થએલ ચંદ્રસીંહ ડરી જશે? નહિ નહિ, મારા નામના ઉજવલ કૃત્યથી તું માહેતગાર નથી. પણ ફ્રીકર નહિ, તે કૃત્યની કયારે પીછાણ પડશે કે જ્યારે રણ સંગ્રામમાં મારી શુરી સમશેરની ધારનો સ્વાદ ચાખીશ ત્યારેજ. અરે દુષ્ટ જરા તો વીચાર કર કે પ્રભુને ત્યાં એવો કયાં ઇનસાફ છે કે, તારા જેવા પથ્થરને રત્નથી સ્પર્ષ થાય. અરે પાપી તું ગર્વના શીખર ઉપર ચડીને આવેલ છે તો એ અપવીત્ર શીખર ઉપરથી ઉતારવાને હજુ મારી શુરી સમશેર સાબીત છે. અરે જ્યાંસુધી મારી નસોમાં રૂધીરનું હરવું ફરવું છે ત્યાં સુધી એ અમુલ્ય રત્ન તારા જેવા કંગાલના હસ્તમાં આવે એવો જો સ્વપ્ને વીચાર રાખતો હો તો તારી ભુલ છે. અરે તું નહિ સમજ સિંહનાં બચ્ચાં તો હાથીનોજ શીકાર કરે. માટે તારા બહોળા શૈન્યમાં ફક્ત એક ચંદ્રસીંહજ બસ છે. જેમ એક મોટા વેરાન જંગલમાં એક અગ્નીનો તણખો ક્ષણમાં પ્રજલીત થઇ નાબુદ કરેછે તેમ આ ચંદ્રસીંહ તારા બહોળા શૈન્યમાં એક અગ્નીરૂપ સમજ. હજુ વીચારી આ વીકાળ સીંહને સ્વાધીન થઇ જાય તો ઠીક છે.

## ગાયન. ૧૬ મું

**ચંદ્રસીંહ**—મદાં અંધે અરિ ઠાર કરૂં, હાથે અસી ધારીરે.

હાથે અસિ ધારી કરૂં, લડાઇની તૈયારીરે. મદાં—

જ્યારે જોઉં તીઆં, જોર અરીનુંરે.

મારૂં ઠાર મારૂં શોધી, શત્રુને સંભાળીરે. મદાં—

**દાસ**—શાબાશ. શાબાશ. મારા વહાલા ચંદ્રસીંહ, ક્ષત્રીની એજ રીતી છે. જ્યાં સુધી આપણા સ્નાયુમાં રૂધીરનું હરવું ફરવું છે ત્યાં સુધી એવા દુષ્ટોના

ગર્વને ઉતારી યમપુરી દ્વારમાં પહોંચાડી, ભુમી ઉપરનો ભાર ઓછો કરવો એજ ક્ષત્રીઓનો ધર્મ છે.

ચં—હવે હું સત્વર રણ સંગ્રામમાં જાઉં છું. આપ નીચીંત રહો.

( સ્વગત. ) ચાલ પ્રીયા પાસેથી રજા લઇ જાઉં.

## પ્રવેશ ૧૫ મો

### સ્થળ ચંદ્રસીંહનું એકાન્તભુવન.

### પાત્ર—રત્નકુમારી તથા ચંદ્રસીંહ.

ચંદ્રસીંહ—પ્રીયા, મારી વહાલી પ્રીયા, દુસ્ટ મદાન્ધસીંહ ગર્વના શીખર પર ચડી આવેલ છે ને કહેછે જે શુંદરીને સ્વાધીન કર. માટે એવા મંદમાં અંધ થએલ પાપીઓનો સંહાર કરવા મને સત્વર રજા આપ, એટલે ભુમી ઉપરનો ભાર ઓછો કરી પેદા કરનારની હજુરમાં મોકલી આપું.

રત્ન—મારા વહાલા પ્રાણનાથ જાઉં જાઉં એ શબ્દ મારૂ કાળજું વીંધી નાંખેછે, માટે હું આપને કોઈ ઉપાએ જવા દઉં એ વાત કદી બનાર નથી.

### ગાયન. ૧૭ મું.

ચંદ્ર.—માનુની માનો માનો જવાનું છે જરૂરી.

રત્ન.—લટકાળા લાલા મારા, નથી એ વાત થનારી.

ચંદ્ર.—મારૂં, મારૂં, હું અરિ હું અરિ. જવા.

વલોપાત તું છોડીને—રજા દે આ વાર.

અસિ ધરી અરીને હણી ( હું ) જલ્દી આવીશ નાર.

નથી હું કાયર પ્રીયા કાં તું ગભરાય છે.

આમ તો હૈયાની હામ મારી હરાય છે. માનું.

તર્ક વીતર્ક છોડીને અળગી રહે આ વાર.
ખરો એહ, નીશ્ચય કર્યો–કરૂં પાપીને ઠાર.
હજુ આ સ્નાયુમાં ક્ષત્રી રૂધીર વહેછે રે.
તહાં સુધી પગ નહિ પતિ તુંજ પાછો ધરે. માનું.

**રત્ન**—અહા પ્રભુ મન માનતો પતિ મળ્યો તેથી હું ધારતી હતી કે, આ સં-સારમાં સુખનો લાહાવો લઇ જીંદગી આનંદમાં વ્યતીત કરીશ, પણ પ્રભુ તારી ગતિ વીચીત્ર છે. તું પળમાં મેરૂનો ત્રણું ને ત્રણાનો મેરૂ કરેછે.

## ગાયન. ૧૮. મું.

**રત્ન**—પ્રભુ તું પતિ મારાને સંગ્રામે સહાય થા.
રંક દાશીની દયા સુણો વીસમભરા. પ્રભું.

### સાખી.

ચંદ્ર વીણ રજની સુની, સુની પતિ વીણ નાર.
અરે બની હું બાવરી, નહિ કોનો આધાર.
અરે નમેરી નાથ મુજને કરી ગયા. પ્રભું.

### સાખી.

ભંયકર ભાસે છે મુને, માન શુકન બહુ થાય.
જમણું લોચન ફરકતું, જરૂર વીપરીત જણાય.
અરે હાય, બની હું લાચાર કીરતાર કરો દયા. પ્રભું.

## ગાયન ૧૯ મું.

### દક્ષણી લાવણી.

**સુબોધા**—આમ કાં કરો બાઇ હીમત હારીરે ( ૨ ) ધાર.
પ્રભુ સદાય, કરશે સહાય, ધરિ દયાય. રણની માય,
દયા તમારી આણીરે. આમ.

ફીકર પરહરો, મારૂ વચન માનીરે.
ચંદ્રકુમાર, રણુ મોઝાર, નહિ હઠનાર, કરશે ઠાર,
દુશ્મનોને આ વારીરે. ફીકર.

**સુબોધા**—બાઈ સાહેબ ધીરજ ધરો. રજની ઘણીજ વીતી છે, માટે આપ જરા નીંદ્રાવશ થાઓ.

## પ્રવેશ ૧૬ મો

### સ્થળ ચંદ્રનગરનું પાદર.

**પાત્ર--ચંદ્રસીંહ. પ્રધાન. સેનાધિપતિ. સાથે મદાંધસીંહ. લડાઈ લશ્કર શહીત. ( કીલ્લા પરથી ઉતરતાં. )**

**ચંદ્રસીંહ**--મારા વહાલા પ્રધાનજી, દુસ્ટ મદાંધસીંહનું લશ્કર ઘણુંજ વધારે જણાયછે, પણ એ દુસ્ટના આટલા બહોળા લશ્કરને હું ગણુકાર નાર નથી. ( સામે આવ્યા બાદ. ) પાપી ક્રુર, દુષ્ટ, ઘાતકી મદાંધસીંહ, સત્વર લડવા તૈયાર થા. શું જોઇ રહોછે ?

### ગાયન ૨૦ મું.

**ચંદ્રસીંહ**—મારો મારો કરો છો શું તાનમાં,
આવો ઉભો છું મેદાનમાં.
અજ હોળાં અનેક, શાણો શેર હોય એક, તે પહોંચાડે ઠેઠ,
છોડે નહિ એને છેક. આપીશ મુલ્ય પ્રાણુ ઘાનમાં ( દુસ્ટ તને )
( આવો )
આ કટારી તણી ધાર, થશે લોહીની પીનાર,
દુસ્ટ કહું છું લગાર. નહિ છોડુ આ વાર,
નીચ રહ્યા નહિ તમે માનમાં. ( પાપી, નીચ ) આવો.

( એટલામાં ચંદ્રસીંહ દુસ્ટ મદાંધસીંહને મારી તેના લશ્કરને કેદ કરેછે. )

### ડ્રોપ સીન

# અંક ૨ જો.



## પ્રવેશ ૧ લો.

### સ્થળ. રત્નકુમારીનું એકાન્તભુવન.

( રત્નકુમારી નિદ્રાવશમાં. )

**ગાયન ૨૧ મું.**

**જમાદાર પ્રવેશ**—કૈસી પ્યારી મોહનીયા. ( ૨ ) વાર.
પ્યારી મોહનીયા ઓ પ્યારી મોહનીયા. કૈસી.
મુખડા દુખડા દીલકા ભુલાતા.
લુભાયા દેખી જોબનીયા. ઓ પ્યારી
ગલે બીચ ચમકે હાર હી હીરાકા.
હાથ ડારી કંગનવા ઓ પ્યારી
સો રંગ સુરત દેખી નજરસે.
લાગી દીલમાં અગનીયા. ઓ પ્યારી

**જમાદાર**—તગદીર લડાકે આગે પાઉં બડાકે જરૂર ઉસ્કુ લે જાઉં ઓ તો નિશ્ચય.
ઓહો મેલમાં દાખીલ તો હુવા, મગર કીશ તરાંસે ઉસ્કો ઉઠાના વો તરકીબ કરના ચાહીયે.
ઓહો ઓ સામને મેહેલકા જરૂખેમેં સોતી હે જરૂર પલંગ પર સોતી હે ઓઇજ અબી દેર કરના નહિ. ઓ બાપરે બાપ એ કયા હુવા જરૂર કોઇ આયા અબતો માર ડાલેગા. નહી નહી કોઇબી નહિં હે. (રત્નકુમારી નું હરણ કરી જંગલમાં નાશી જાયછે. )

## પ્રવેશ બીજો.

### સ્થળ ચંદ્રસીંહનો મહેલ.

**( એકાએક મેહેલમાં દાખલ થઇ પોતાની સ્ત્રીને નહિં જોવાથી.)**

**ચંદ્રસીંહ**—પ્રાણ પ્રીયા મારી વહાલી પ્રીયા કેમ જણાતી નથી. ( ક્રોધથી ) દાશી દાશી દાશી.

**સુબોદા**—મહારાજ.

**ચંદ્રસીંહ**—તારા બાઇ સાહેબ કયાં છે ને તું પણ બાહાવરી જેવી જણાયછે તેનું કારણ મને સ્વીસતર રીતે સંભળાવ.

**સુબોદા**—મહારાજ મારી બાઇ સાહેબ આપની ઉદાસીમાં બેઠા હતા તેટલા માં નીંદ્રાવશ થયા ત્યાર બાદ હું બીજા કામમાં ગુંથાઇ ને તે કામમાંથી પરવાર્યા બાદ આવીને જોઉંછું તો મારી બાઇ સાહેબ જણાયા નહિ ને ચારે તરફ તપાશ કરૂંછું એટલામાં આપ પધાર્યા.

**ચંદ્રસીંહ**—હેં આ શું શબ્દ શ્રવણ કરૂંછું. પ્રભુ તારો આ શો કોપ અને ખુશાલીના વખતમાં આવું વીપરીત દુઃખનું વાદળ મારા ઉપર અર્પણ કર્યું માટે સાબીત થાયછે કે વિભુની અક્રીપાના આ ચિન્હ જણાયછે.

**ગાયન ૨૨ મું.**

કોઇ દુસ્ટ પ્રીયા મારીને ગયો હરી હરી,<br>
જોગી વેશે જાવું હું શોધે ફરી ફરી — કોઇ.<br>
મળ્યું છે રત્ન મહા મુશીબતે કરી કરી,<br>
પ્રભુ પતો નહિ મળે તો જઇસ મરી મરી. — કોઇ.<br>
વિંનતી કરૂં વિભુ તને પ્રીતેથી કરગરી,<br>
બાળને સહાય થશો પ્રભુ દયા ધરી. — કોઇ.

**ગાયન ૨૩ મું.**

કોઇ લઈ તો ગયો. ( ૨ )<br>
પ્રીયા મારીનો હરણ થયોછે આ શમે. — કોઇ.

કદી હરણ કરી દુર કયાંજ જશે,
રહેશે છુપીને એ શું નર્ક વાશી
શોધીશ રાત દીવશ વનમાં ભટકી.
દુશ્મન મારીશ હું પટકી પટકી. કોઇ,
પ્રભુ પતો દેજો નિશ્ચય મને.
દાજ દીલમાં છે ઘણી એને વીશે.
કરીશ ટુકડા પાપીના કોઇ સ્થળે. કોઇ.

**ચંદ્રસીંહ**--અરે હાય હાય મારી વહાલી પ્રીયા તું આ વખતે કયાં હોઇશ ? તારા વીના મારૂં હૃદય અતિ મુંજાય છે. તારા સુંદર મુખનું દર્શન હવે કયારે થશે ? વિભુ વિભુ અહા પ્રભુ મેં તારા એવા અપરાધ શું કર્યા હશે કે વીયોગ વીયોગ ને વીયોગજ. માતા પીતા બંધુ ને છેવટે સ્ત્રીથી પણ વીયોગ. અરે હાય ચંદ્રસીહ વીચાર કરવાથી શું વળવાનું ? ચાલ સતવર શોધમાં ફરૂં.

## પ્રવેશ ૩ જો.

### સ્થલ જંગલ.

### ગાયન ૨૪ સું.

**જમાદાર**--રસીલી નાર કરો પ્યાર તુ પર વારી વારી.
**રત્નકુમારી**—જાને નાદાન હે હેવાન તું છે ભારી ભારી-રસી.
**જમાદાર**--કરીશ ખુવારી તારી જઇશ કયાં નાશી નારી.
આવી છે હાથ છાતી સાથ રાખું તુજને પ્યારી-રસી.
**રત્નકુમારી**-ઘરમાં ?, બેન તારી તેને તું કરેને પ્યારી.
તુજને હણનાર આ કટાર ઘા લે તું ધારી ધારી-રસી.

લે દુષ્ટ આ તારી દુષ્ટતાનું ફળ.

(એમ કહી કટાર જમાદારની છાતીમાં ભોંકે છે.)

ચંદ્રસીંહ— ગાયન ૨૫ મું.

તુજ આ શરન આયોરે, ગંગાના પતિ (૨)
વીનતી આ ધ્યાન ધરી રહેમની નજર કરી,
આપતી હરી લ્યો હરીરે, ગંગા.
ભટકયો જંગલ ભારી પણ નહિ મળી નારી.
પડશે આ કાયા મારીરે, ગંગા.
દાસ આ તમારો જાણી દીનપર દયા આણી,
શહાય થાઓ શુલ્ય પ્રાણી રે. ગંગા.

અરે હાય રખડીને આ પગ ચાલવાને અશકત થઈ ગયા પણ કયાંઈ ચંદ્રવદનીની ભાલ હજુ શુધી મળી નહિં.

ગાયન ૨૬ મું.

જરા હું રહીને ચાલું અહીંથી આવારે. (૨)
આધાર છે વિભુ હારા બાળાને ઉગારો પ્યારા.
ધીર દઈને ધરણી ધારા પ્રભુ શરણે તારા. જરા.
નકી શોધ લાગે મુજને ભમ્યો જો હું બારે.
હવે તો ગયોછું હારી પ્રભુ શરણે તારે. જરા.
મળે નહિ પ્રીયા મારી દેહ જાયે નીરધારી.
નિશ્ચય ખરો છે મારો પ્રભુ શરણે તારો. જરા.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ જંગલ.

(દાલુભાની મિત્રની શોધમાં ફરવું.)

ગાયન ૨૭ મું.

દાલુભાં—મિત્ર મારો કયાં ગયો મુકી મનેજ આજ.
મુકી મનેજ આજ એ ન કીધું શુભ કાજ—મીત્ર.

માત પીતા મને પુછશે ક્યાં છે ચંદ્રશીંહ ભાઇ,
ભાઇ તો અલોપ થયો મળે ન મુજને ક્યાંઇ—મીત્ર.
પાપી પક્ષી આવીને કીધું પાપ અમાપ,
અમાપ દુઃખમાં ફેંકીયો મિત્ર મારાને ક્યાય—મીત્ર.
મીત્રની કેવી દશા હશે મહા વૈરાણમાં,
વૈરાનમાંહે સહાય તું કરે વિભુજ ત્યાંય—મીત્ર.

અરે હાય હવે શું કરૂં, મારો મિત્ર ચંદ્રશીંહ અત્યારે કેવા દુષ્ટના સાગરમાં ડુબતો હશે. અરે ક્રૂર પક્ષી તને જરા પણ દયા ન આવી જે આવા રાજ્યકુમારને ઉચકતાં દેવ કોપથી તારી પાંખો કેમ ના તુટી ગઇ? વિભુ હવે મિત્રના વીયોગથી આ પાપી આત્માથી દુઃખ સહન થતું નથી માટે મારા પવિત્ર મિત્રનો ભેટો કર, મારા વહાલા મિત્ર ચંદ્રશીંહ હવે મને એકવાર મળી આ વીયોગના દુખથી મુકત કર ! ચંદ્ર, ચંદ્ર, ચંદ્ર.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ જંગલ

### (રત્નકુમારીનું જંગલમાં ભટકવું)

**રત્નકુમારી**—નિરંજન નિરાકાર પ્રભુ, તારી ગહન ગતિ છે. અરે હું એક વખતે રત્નકુમારી દોલતશીંહની પુત્રી ને મારી શેવામાં હજારો દાશ દાશીઓ હાજર રહેતા ( તેજ હું રત્નકુમારી ) અત્યારે આ વૈરાન જંગલમાં એકલી નીરાધાર ભટકું છું. દયાળુ પ્રભુ એવા તારા શું મહાન અપરાધ કર્યા હશે જેથી મને રાજ્ય સુખથી નષ્ટ કરીને અત્યારે આ અટંગી ભુમીમાં ફેંકી દીધી. અરે જેને પુષ્પની શય્યામાં શયન કરાવતો તેનેજ આ વખતે નિર્દય થઇ આ ભયંકર જંગલના પથરપર શુવાની આજ્ઞા કીધી. ઠીક જંગલપીતા જેવી તારી ઇચ્છા, અરે આવું મહાન સંકટ મને આપે છે એ આપના ભુષણને દુષણ નથી, કારણકે તારા

પવિત્ર નામના એવા તાત્પર્ય ગુણ છે કે વૃજની બેડી પણ એક ક્ષણમાં નાબુત કરે છે. તો હું ક્ષણે ક્ષણે તારૂં સ્મરણ કરૂં છું તો મને કષ્ટથી મુકત ન કરે, એ તને સજ્યા વાર છે? તેં મને અબળા બનાવી તે મટીને સબળા કેમ થવાય જેથી આવું મહાન સંકટ સહન કરૂં ? (શું વિભુ તું મારી પરીક્ષા કરે છે ? ) જો તેમ કરતો હો તો તારી કેટલી ભુલ, કારણકે તું તો સર્વે ઠેકાણે વ્યાપક છે. તારાથી કયો પદાર્થ અજાણ્યો છે? જે વખતે સૃષ્ટી રચાવી ત્યારે સર્વના ગુણથી તું કયાં અજાણ હતો? રચનાર કોઇ પદાર્થ રચેછે તેના ગુણ દોષ તે પહેલાંજ તેના હૃદયમાં-રજુ થાય છે. અજ્ઞાની મનુષ્યો ભાખે છે કે, પુર્વ જન્મના મહાન અપરાધે કરી આવું દાવાનળ દુઃખ સહન કરવું પડે છે એ કેટલી મુર્ખાઇ ? આ સૃષ્ટીમાં કોટાન કોટી પ્રાણીઓ જાડ પહાડ સુર્ય ચંદ્ર તારાઓ દેવદુત સર્વે એક સાથે રચેલ છે, તો હવે કંઈ આત્માને પ્રગટ કર્યાં પહેલાં તે જીવે દોષ ધારણ કર્યો ? વળી કર્મનો કર્તા કોણ? ( પ્રભુ ) ત્યારે મનુષ્યની શી શતા ? કે પ્રભુની મરજી વિરૂદ્ધ તે ગુનો કરી શકે ? નહિ પણ પ્રથમથીજ સુધાત્મા બનાવે તો તેને દોષ લાગી શકે ખરો ? વળી જ્ઞાતા મનુષ્યો એમ કહે છે કે પરમેશ્વર સર્વ કોઇની સ્થીતિ એક સરખી કરે તો સૃષ્ટી ચાલેજ નહો, [illegible] ઠીક મને ફકત એટલીજ શંકા થાય છે કે વિભુ મારો એવો શો અપરાધ જે [illegible] રાજ્યાશન સુખ આપી પાછું છીનવી લીધું, અને મારા આત્માએ એવું કહ્યું [illegible] બાંધ્યું જેથી ક્ષણમાં મારા સ્થીતિમાં એવે દરજે ફેરફાર થયો ? પણ તે જગ[illegible] [illegible] પરીક્ષા કરવાને શકતીવાન નથી તો હું પામર પ્રાણી શા હીશાબમાં? અરે વિભુ આ સર્વે ભ્રમણતા ટાળી મને તારો ખરો પ્રેમ છે તેજ બતાવ કે મને એટલે દરજે દીલગીરી થાય છે જે દુનીયામાં તે માયાવી—ચલીત માતપીતા બનાવ્યા છે. તે બાલકો પ્રતિએ કેટલી દયા દ્રષ્ટી રાખે છે તો હે જગત પીતા તું તો માયાવી નથી—અરે હવે તો તુંજ ખરો મારો ખાસ પાલન છે ને હવે જ્યારે તુંજ તિરસ્કાર દષ્ટીથી અમને જોઇશ

ત્યારે હવે મારે પામર પ્રાણીને કોનો આધાર ? માટે હે દયાળુ વિભુ તું સહાય કર અને આ દાવાનળ દુઃખથી મને બચાવ. હું પામરનો કંઇ અપરાધ તારી સમક્ષ રજુ થયો હોય તો ખતા માફ કર, કારણ કે મનુષ્ય ખતાવાર છે ત્યારે તારા જેવા મહાન જેવા સાગરને પોતાની મર્યાદા મુકવી એ ઘટેજ નહીં.

## ગાયન ૨૮ મું લલીત.

**રત્નકુમારી—**

અરર ઓ હરી શી ગતી થશે, પતિ વીયોગથી પ્રાણ આ જશે.
વીરહ વેદના અપાર થાયરે, શું કરૂં હવે બળે આ કાયરે.
તુજ વીયોગનો સંયોગ કયાં કરૂં, ચંદ્ર નામનું ધ્યાન હું ધરૂં.
ચકોર ચંદ્રને ચીત્તથી ચહે. (તેમ) ચકોર હું તું ચંદ્રને લહે.
અરરર ચીત્તમાં ચરરર થાયરે, મન મુઝાય ને જીવ જાયરે.
પ્રભુ મેળવ હવે પ્રાણ નાથરે, અરજ હું કરૂં જોડી હાથરે.

**મેઘા.**—અલ્યા, હાંભરે છે કે. પેલા ઝાડનીચે જોને જાણે ઇંદરના ઘરની અપછરા હોયની.

**ખીમો.**—અલ્યા. ચ્યાં છે. હાલ જોઇએ તો ખરા અલ્યા મેઘા મારી તો હમણાંજ બૈરી પરભના રોટલા ઘડવાને જઇ છે તેથી એનેજ ઘરમા બેહાડું (પેલા ઝાડની નીચે રત્ન કુમારી પાસે જઇને.)

**મેઘા.**—અલી તું કોણ છે ને આંઇ ચ્યાંથી આઇ બોલતો ખરી.

**રત્ન.**—જાજા નીચ દુષ્ટ જંગલી.

**મેઘા.**—ઓ હોહોહો. જંગલીની દીચરી.

## ગાયન ૨૯ મુ.

**મેઘા ત્યા ખીમો**—કહુ મારૂં તું માન. વહુ મારે કરવાનો વીચાર છે.
હારી લાગે છે બહુ. તારા સાથમાં હું રહું
તું આપે તો ખાઉં, દાસ તારો થેઇ રહું—કહું.

જાઓ દુસ્ટો આવાર, શું ? બકો છો ગમાર
લાજો લાજો લગાર, રૂડે આપીએ હણગાર—કહ્યું.

રત્ન—હે દુષ્ટો મને અબળાને શા માટે સતાવો છો ?

મેઘા-ખીમો.—અમે તને સતાવતા નથી. ને જો તું અમારૂં કહ્યું માની જાય તો ઠીક થાય.

બંન્ને જણ.—અને જો તું અમને પરણે તો અમાર ઘરમાં ઘણોએ સામાન છે. બે છીંકાં, ત્રણ હાંડલાં, ઢાંકણી, બે તાવડી એવું ઘણુ એ છે—

રત્ન.—મુર્ખાઓ, ચુપ ચુપ, બક બક શું કરો છો.

મેઘા.—અલ્યા ખીમલા. વળી ચુપ ચુપ ને બક બક કયા જનાવરનું નામ હોસે.

ખીમો.—અલ્યા તું પણ અકલનો ગાંડો દેખું હો. આપણા ગામમાં ઓલ્યો વડીઓ વાણીઓ છે ને તે પરદેશ જએલો અને તેની બાયડી નાનો પોરીઓ મેલી પાછળથી નાતરે જાએલી તે પોરીઓ રડેતો ઓલો વડીઓ કહે જે ચુપ ચુપ. એમ મેં હાંભરેલું.

મેઘા.—હાય હાયરે. અલ્યા આપણને આને તો પોરીઆ કરી દીધા.

(એમ કહી આગળ વધે છે.)

(રત્નકુમારી કટાર દેખાડીને.)

રત્ન.—આ જો એ છોકે શું ? છે.

ખીમો.—ઓ હોહોહો. એવાં દાતડા તો ઘણાંએ દેખેલાં પણ હું ખીજાઈશ તો બાથમાં ઝાલીને પછાડીસ હો. સાંભળ તું મારા ઘરમાં આવે તો. ઓલ્યા પોપટીઆના હાટના પેંડા બરફી. ટોપરાં. ખજુર. અને વાંકા વાંકા ગગન ગાંઠીઆ ખવરાવીશ.

(મનમાં પછી જારની ઘેંસ ને ઢેબરાં તો છેજ.)

ખીમો—અલ્યા મેઘા. જો તો ખરો મારા હહરા સામેથી કોઇનો રથ આવે છે.

મેઘા.—અલ્યા ખીમા ઈવડા ઈ રથના ઢાંઢા જાણે રાણી હાએબના હોયની. અલ્યા ઝટ હાલ હહરા નીકર હીપાઇ ભાઇ પકડી જાહે.

**ભીમો.**—અલ્યા મેઘલા તું તો બાયલો દેખાય છે એમાં કાંઉ કરવા પકડી જાહે અને પકડી જાહેતો આ બૈરીને આપી દેહું પછી કાંઉ કરહે.

**મેઘો.**—અલ્યા ભીમલા તેં તો કાંઈ હરકત ગોતી છે ને તારા જેવો ડાહયો તો આપણા ગામનો રાજા પણ નથી.

( એટલામાં ચંપા નગરની ગુણકા પદ્માનો રથ ત્યાં આવી પુગે છે. )

**પદ્મા.**—દરવાન એ દુસ્ટો તે અબળાને સતાવેછે માટે ત્યાં જઈ તપાસ કરી દુસ્ટોના ફંદમાંથી છોડાવી મારી પાસે લાવો.

**દરવાન**—જેસા આપકા હુકમ.

( દરવાન ગામડી આઓ પાસે જઇ. )

તુમ કોન હે અબલાકુ કાયકુ સતાતે હો ? તુમ સબકુહમ પકડકે લે જાયગે. ( એટલામાં ગામડીઆ ભાગી જાય છે અને રત્ન કુમારીને જોઇને, પોતાના મન સાથે. )

**પદ્મા.**—બુડદનો ઠીક હાથમાં આવ્યું છે. ઘરે લઇ જાઉ પછી સૌ સારાં વાનાં થશે. ( રત્ન કુમારીને પોતાના રથમાં બેસાડી ચાલતી થાય છે. )

**રત્ન.**—બાઇ સાહેબ હું નીરપરાધીને દુસ્ટોના પંજામાંથી છોડાવી તેથી હું આપની આભારી છું ને આપ કોણ છો તે મને જણાવશો તો હું આપની વીશેષ આભારી થઇશ.

**પદ્મા.**—હું કોણ છું તે તું જાણશે. તું મારી પાસે રહી હરનીશ સુખી થઇશ ને તને મારી બેન તરીખે ગણીશ.

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ ગુણીકાનું ઘર.

**પાત્ર.**—ગુણીકા તથા રત્ન કુમારી.

( રત્ન કુમારી ગુણકાના ઘરમાં દાખલ થઇને. )

**રત્ન.**—( ચમકીને ) હું કોણ ને ક્યાં આવી લાગી. પ્રભુ મેં અબળાએ તારા

એવા શા અપરાધ કર્યે છે જે આ નીચમાં નીચ ગુણીકાને ત્યાં મને સપડાવી. અરે હાય. ઓ પ્રભુ તને દયા કેમ ન આવી. હવે હું શું કરૂં ને કયાં જાઉ તેની મને કાંઇ સુજ પડતી નથી. હવે આ નીચ ગુણીકા નીશ્ચય નઠારૂં કૃત્ય કરાવશે.

**પદમા.**—ગાંડી આમ કેમ ગભરાય છે. મારી સાથે રહી ચમન ઉડાવ. રોજ રોજ નવા સણગાર ધરવા, જરને હરવા, બીજાઓને ખુવાર કરવા, સુખ રૂપી સમુદ્રમાં તરવા, રોજ મોજ સોખમાં ફરવા, સારા સારા રાજ્ય કુમારોને મળવા, જો ઇચ્છા હોય તો મારી પાસે વીદ્યા શીખી પ્રવીણ થા.

**રત્ન.**—નિર્લજ, નફટ, પાપીણી. આવાં નીર્લજ વાકયો કાઢતાં તને લાજ કેમ નથી આવતી. ને તારી જીભ કેમ ફુટી પડતી નથી. (પ્રભુ આ કરતાં મરવું કેટલે દરજજે સારૂં છે.) હે વીભુ તું સાય થા. મારૂં સતીત્વ જાળવવું તારા હાથમાં છે. હું અબળાનો બેલી તારા વીના બીજો કોઈ નથી.

## ગાયન. ૩૦ મું.

**રત્ન.**=-જા તું નીચ કૃત્યની કરનારી. આમ મને તું ફસાવી.

તારા મનમા સુધારે, ભલે જીવથી તું મારે.
કદી સતી નહિ હારે, ખાલી પાપને વધારે. જાતું
આભ ધરા એક થાય, નેવ નીર મોભે જાય.
કદી પ્રાણ આ હરાય, પણ એ કૃત્ય નવ થાય. જાતું

**પદમા.**—ઓહો. (મોંઢું મરડી) આતો પતિવ્રતાનું પુછડું જણાય છે. પણ જાણતી નથી કે સીંહના હાથમાંથી હવે તું સીયાળ કયાં જવાની હતી.

## પ્રવેશ. ૭ મો.

### સ્થળ સરોવરનો કીનારો.

**પાત્ર.**—ચંદ્રસીંહ.

**ચંદ્રસીં.**—હવે તો ચાલી ચાલીને છેક થાકી ગયા પણ ક્યાંય મારી વહાલી પ્રાણ પ્રીયાનો પત્તો મળતો નથી માટે ચાલ જીવ હવે તો આ સરોવરના કીનારે વૃક્ષની નીચે જઇ આરામ લઉં.

### ગાયન. ૩૧ મું.

**ચંદ્ર.**—વહાલી મલશે મુને, કહુછું ક્યારે, હવે ત્રીપુરારી
મન મુઝાયછે દીન રાત, દેખ્યારે વીના પ્યારી. વહાલી
મહા મુસીબતે મળી સતી, રત્ન કુમારી નારી.
હવે હું શું કરૂં પ્રીયા વીણ, ધીરજ મન ધારી. વાલી
દુસ્મન લઇ તો ગયોછે કપટથી હવે પ્રીયા મારી
નહિં મળે જો મને પ્રીયા મારી ગયો જીંદગી હારી. વહાલી
મારી જીંદગી ભયભરી થઇછે ગયો હું હારી
મારી આવરદા એને હાથે કહુંછું મોરારી. વહાલી

**ચંદ્રસીંહ**—આમ શોચ કરવાથી કાંઈ વળવાનું નથી, માટે ચાલ આગળ જાઉં.

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ જંગલ.

**પાત્ર.**—દોલુભા. પાછળથી ચંપા નગરીનો રાજા ધારસીંહ (દોલુભાનું મિત્રની શોધમાં ભટકુંતું.)

## ગાયન ૩૨ મું.

**દોલુભા.**—મમ મિત્ર ગયો ક્યાંઇ
મારૂં મનમાં મુજાઇ મમ.
હારે તુજવીન ઘડીએ ના રહેવાય દુઃખ બહુ થાય
હવે ના સહેવાય અરે હાય હાય........... મમ.
જંગલે જંગલે ફરી વળ્યો હું શોધી ફરો સૌ ઠામ
ગઇ મુજ હામ અરે આ તમામ કરૂં શું આહિં. મમ.

**દોલુભા.**—પ્રભુ મિત્રની પાછળ જંગલો જંગલો અને સ્થાને સ્થાને ફરી વળ્યો, પણ રાજકુમાર ચંદ્રસીંહની ભાળ કાંઇ મળી નહિં. ચાલવાને પણ જરા શકિત રહી નથી આ વૈરાણ્ય જંગલમાં ઘણા દીવશથી ભટકુછું પરંતું ક્યાંઇ પતો મળતો નથી. પણ અરે પેલો ઘોડે સ્વાર આવેછે તે મારી તરફ આવતો જણાયછે કે શું ? મિત્ર ચંદ્રસીંહ તો નહિજ હોય નહીં. નહીં એવા મારા ભાગ્યના સૂર્યનો ઉદય ક્યાંથી થાય. ( અરે આ કોઈ પણ રાજકુમારજ જણાય છે. ચાલ પુછું કે તમે કોણ છો. )

**દોલુભા.**—અરે મહાન પ્રતાપી રાજેન્દ્ર આપ કોણ છો અને આ વૈરાન જંગલમાં એકલા કેમ ફરો છો.

**ધીરસીંહ.**—હું સામી નગરીનો રાજા છું ને મૃગયા રમવાને નીકળ્યો છું. ( દોલુભા પ્રત્યે ) પરંતુ આપ કોણ છો અને આવા ભયાનક જંગલમાં આમ એકલા રખડોછો તેનું શું પ્રયોજન ?

**દોલુભા.**—મારૂં નામ તથા મારા દુઃખની વાત કરતાં મારૂં હૃદય ભરાઇ આવે છે.

**ધીરસીંહ.**—ચાલો ત્યારે આપ મારા રાજ્યમાં પધારો. પ્રભુ તમને કષ્ટથી મુકત કરશે.

**દોલુભા.**—ચાલો ત્યારે હું પણ ખુશી છું. ( બંને જણ ત્યાંથી નગરી તરફ જાયછે.)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ જંગલ.

**પાત્ર.**—ચંદ્રસીંહ.

**ચંદ્રશીંહ**—અહા પ્રભુ મારા વાસ્તે મારી પ્રીયાને કેટલું દુઃખ સહન કરવું પડતું હશે ને તું કેવી હાલતમાં હઇશ તે ફકત તારા પતિવ્રતના માટેજ. અહો વિભુ જગતમાં એવી સતી નારીઓને આવા વીયોગ રૂપી દુઃખો દેવા તને યોગ્ય નથી. પણ આ ઉપરથી એમતો સાબીત થાયછે જે દુનિયામાં સદા તું સત્યવાદીઓનું સત્ય હરવાને તૃપ્ત રહેછે. અસત્ય અધર્મીને સહાય કરેછે. અરે નહિં નહિં હું કેમ ભુલુંછું. અંતે ધર્મનો જય જેમકે રાજા હરીશ્ચંદ્ર સતી પંચાલી. સતી સુલોચના, સતી તારામતી અને દમયંતી વગેરે શતીઓને અંતે તેંજ સહાય કીધીછે તેમ મારી પ્રીયા રત્નકુમારીને પણ તુંજ સહાય કરજે. ચાલ હવે આવા મન કલ્પીત વિચાર મુકીને મારી વહાલી પ્રીયાની શોધમાં જાઉં.

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ ગુણીકાનું ઘર.

**પાત્ર.**—ધીરસીંહ દોલુભા. પદમા રત્નકુમારી વીગેરે.

**ધીરસીંહ**—પદમા પદમાં બારણા તો ઉઘાડ.

**પદમા**—ઓહો હજુર, આજ તો આપ મારે ઘેર પધાર્યા.

**ધીરસીંહ**—હા. પણ હમણા કેમ ચાલેછે.

**પદમા**—હજુર, આપના માટે એવું રત્ન લાવી છું જે આપ દેખીનેજ મુર્છીત થશો.

**ધીરસીંહ**—એવું રત્ન કયાંથી લાવીકે હું દેખીનેજ મુર્છીત થાઇશ મને કહેતો ખરી.

**પદમા**—અહા મુર્છીતજ થશો એવુંજ છે. ( ધીરસીંહ રત્નકુમારીની સામું જોઇને. )

**ધીરસીંહ**—પદમા મુર્છીત કરનાર રત્ના આજ કે તે રત્ન કયાંથી મેળવ્યું.

**પદમા**—હું આજથી પાંચ દીવસ પહેલાં મારી બેનને મળવા ગઇ હતી ત્યાંથી પાછા આવતાં જંગલમાં મારો રથ ચાલ્યો આવતો હતો ત્યાં એ રત્ન કુમારીને ગાગડીઆઓ હેરાન કરતાં હતા તે નજરે પડવાથી મારૂં મન ચલીત થયું અને મેં ધાર્યું કે આ રત્ન મારા રાજાને લાયક છે તેથી આપને માટે લાવીછું. વળી તેને પુછતાં તેણે કહ્યું કે હું ચંદ્ર નગરના રાજા દોલતસીંહની પુત્રી છું અને મારૂં નામ રત્ન કુમારી ને હું સ્નેહપુરના રાજકુમાર ચંદ્રસીંહની સ્ત્રી છું ને દુષ્ટ મદાંતસીંહનો જમાદાર મારૂં નીંદ્રાવશમાં હરણ કરી લાવ્યો છે. અને તે કંઈ અકસમાતથી મરણ પામ્યો તે હું કહી શકતી નથી. ( આ સાંભળી દોલુભા પોતાના આત્માપ્રત્યે. )

**દોલુભા**—અરે હું નિંદ્રાવશ છું કે જાગૃતજછું ત્યારે આ શા શબ્દો શ્રવણ કરૂંછું જે સ્નેહ પુરના રાજય કુમાર ચંદ્રસીંહની સ્ત્રી છે. ખરે ખરે મારા પરમ પ્રીયમિત્ર ચંદ્રસીંહની સ્ત્રી તેમાંતો કાંઇ શક નહિં ત્યારે મારો મિત્ર ચંદ્રસીહ કયાં હશે તેની તો ભાળ મળતીજ નથી. પણ હવે ઠીક થયું છે તે કુમારીને પુછતા સર્વ જણાશે.

**ધીરસીંહ**—પદમા.

**પદમા**—જી. જનાબ મુજે કયા હુકમહે ફરમાએ.

**ધીરશીંહ**—પદમાં એ ચંદ્રમુખીને જોઇને મારૂં મન વ્યાકુળ થયું છે. હવે મારાથી તેના શીવાઇ એક પળ પણ રહી શકાય તેમ નથી. તો એને મારા સ્વાધીન કર. ( દોલુભા તરફ જોઇને ) કેમ મિત્ર દોલુભા આ અચીંતું રત્ન ઠીક હાથ આવ્યું.

### ગાયન ૩૩ મું.

**દોલુભા**— નથી એ થવાનું કહુંછું ધારી ધારીને.
કહુંછું ધારી ધારીને પુરે પુરૂં વીચારીને—નથી એ.
હાલ કહયું મુજ માનને એથી વિપરીત થાય,
પ્યારી મારા બંધુની તારાથી એને ન લેવાય—કહુંછું ધારી ધારી.

**ધીરશીંહ**—ના કહે છે તે વૃથા નહીં છોડું આવાર,
મારૂં મન એણે હર્યું છે તું કોણ મુજને કહેનાર—કહુંછુ.

### ગાયન ૩૪ મું.

**દોલુભા**— ચુપ કરો ( ૨ ) વદો શું વાત.
તેં લજવી ક્ષત્રીની જાત—ચુપ કરો.
ધીક ધીક આ બુદ્ધિ તારી, વળી ધીક છે તુજ જણુનારી.
તું ચહાય દીલે પરનારી. કરે શું વીચાર ધરે દીલજાર.
મારૂં હું લાત લજવી ક્ષત્રીની જાત.

( પદમા પોતાના મનમાં ) આ વાત તો વીપરીત થઇ, એમ કહી પોતાના માણસને શીપાઇને બોલાવા મોકલે છે તે શીપાઇને બોલાવી આવી પહોંચે છે એટલામાં ધીરશીંહ.

**ધીરશીંહ**-જમાદાર.

**જમાદાર**—નામદાર કયાં હુકમ હે.

**ધીરશીંહ**-ઇસ દોલુભાકું પાઉંમે બેડી દાલકે સખ્ત બંદોબસ્તસે રખો. ( શીપાઇ પોતાના મનમાં ) ઇસ બિચારા દોલુભાકું નાહક કેદ કરતા હે. વ્યભિચારી રાજાકા કયાભરૂસા. અચ્છા કરેગા સો ભરેગા.

**દોલુભા**—અરે દુષ્ટ મારા મિત્રની પત્નિને લઇ જાનાર કોણ ને મને કેદ કરાવનાર કોણ. ( એમ કહી કટાર કાઢી ધીરશીંહને મારવા જાય છે. એટલામાં દોલુભાને શીપાઇઓ કેદ કરે છે ને ખેંચી જાય છે ને જોઈ

ધીરશીંહ હશે છે તેને હસતો જોઈ ) ઓ હીચકારા મારૂં પરસ્વાધીન પણું જોઇ શું હશેછે મેલ મને છુટો ને લાવ તારૂં આખું સૈન્ય પછી જો મારૂં પરાક્રમ.

રત્ન કુમારીને પોતાના એકાંત મેહેલમાં મોકલાવી દેછે. )

**અંક બીજો સમાપ્ત.**

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ ધીરસીંહનો મેહેલ.

( મેહેલમાં દાખલ થતાં. )

**ગાયન ૩૫ મું.**

**ધીરસીંહ**—જાઇને મલું લલીત લલના તેને નાંખી પાશમાં
લટક ચટકતી ચાલ ચાલતી આંખડી ચીકાદાર
ગાયલ કીધો મોહ બાણથી ભેદું હવે શીવાર—જાઇને
પગ આંગળીયું ચંપા કળીયું દાડમ કળીસમ દંત
કેશ શેશને લજ્યા આપે ઘણી દીસે ગુણવંત—જાઇને

( ધીરશીંહને આવતો જોઇ રાજકુમારી. )

**રત્નકુમારી**–( બેભાન અવસ્થામાં ધીરસીંહને ) નીર્લજ વગર હુકમે પરાયા ઘરમાં પ્રવેશ કરનાર તું કોણ તારી શું સત્તા ( એટલામાં ભાન આવતાં લજ્યા પામી મુંહ ફેરવી ઉભી રહે છે. )

### ગાયન ૩૬ મું.

**ધીરશીંહ**—આવોજી આવો શરમાવોછો શીદ પ્યારી
દીશોછો રૂડી રસીલી છબીલી નારી.
આનંદે હૈયું હરખાયું છે આજ ભારી.

**રત્ન**—મુર્ખ અહીં થાશે ખુવારી ખુવારી તારી
કરે શું દુષ્ટ જરી તો વીચાર થશે ઠાર જા ગમાર
નથી સાર જા આવાર—આવોજી.

**ધીરસીંહ**—કેમ પ્રીયા હું કોણ છું ને શા હેતુથી તને અહીં લાવ્યો છું તે તું જાણે છે.

**રત્નકુમારી**—તે જાણવાને મને કંઇ જરૂર નથી.

**ધીરસીંહ**—જરૂરની એવો શબ્દ ઉચ્ચારવાની આ વેળા નથી. કારણ કે હું તારી સર્વે ભરમીત વાતોથી માહેતગાર થયો છું તેથી તને દુઃખનાં ખડગોમાંથી બહાર કાઢી સુખની શીતળ ટેકરી ઉપર લાવી તારા ભુત, કાળના દુઃખોને ભુલાવવા માગુ છું.

**રત્ન**—જો તું મારા ભુતકાળના દુઃખોને ભુલાવવા માગતો હોઉ તો મને મારા પતિ સાથે મેળવ.

**ધીર**—ગુણીયલ સુંદરી સ્વપ્નાની સંપતને સંભારી શોક કરવો એ તારા જેવી શાણી સ્ત્રીને યોગ્ય નથી. માટે વીતેલી વેળાનો વીચાર ન કરતાં મને તારા પતિની ઉપમા આપી ભાગ્યશાલી થા.

**રત્ન**—અરે મુર્ખ જેવી રીતે શીકારી પોતાના શીકારને ઘાયલ થઇ પડેલો જોઇ તેના પર ઘાતકી પણું ગુજારવા તત્પર થાય છે તેવી રીતે હું અનાથ અબળા તારા સ્વાધીનમાં આવી છું તેથી શીકારીની પેઠે મારી ઉપર ઘાતકી પણું ગુજારવા ઇચ્છા રાખે છે.

**ધીરશીંહ**—મારી વહાલી પ્રીયા મેં જે માર્ગ ગોત્યો છે તેમાં મારા લાભ કરતાં તારૂં હીત વધારે સમાએલું છે. પણ તેને બહાર ખેંચી લાવનાર દોરી

તારા હાથમાં છે તેથી હવે તારા ભુત કાળનાં દુઃખોને ભુલી જઇ ભવિષ્ય કાળના સુખોનો વીચાર ન કરતાં જે વર્તમાન કાળના સુખોની દોરી તારા હાથમાં છે તેનો ઉપયોગ કર.

**રત્ન**—મુઢમતિ એ ત્રણે કાળોનું વૃતાંત મારે મુખેથી સાંભળ. ભુતકાળ એટલે નાશ પામેલ. વર્તમાન એ નાશ પામવાનું ને ભવિષ્ય એ અમૃતા ભોગવનાર. હવે તું મારા હાથમાંથી અમૃત ફળ છીનવી વર્તમાન કાળનું નાશ પામનારૂં ફળ મારા હાથમાં મુકવા ધારેછે. ધીકકાર ધીકકાર ધીકકાર છે તને. ઓ પતિ સહાય કર.

**ધીર**—પ્રીયા હું તને અબળા જાણી નરમાશથી વરતુ છું તેથી તેનો લાભ લઇ મને ધીકકારે છે ફીટકારે છે તું હજી મારાથી અજાણ છે તેથી આવી નીર્ભય રીતે મારી સાથે વરતે છે પણ હું તને હવે નકકી પણે કહું છું જે તારો કંગાલ પતિ તો શું પણ આખું સૈન્ય આવે તો પણ હું તને છોડનાર નથી. એમ નકકી સમજ.

**રત્ન**—ગર્વની ટેકડી ઉપર ચડી આવેલા પાપી તું કામ વીકારથી અંધ થઇ મારા શીયળનો ભંગ કરવા ધારતો હો તો તેમાં તારી ભુલ છે, કેમકે ઝેરી વસ્તુને પ્રેમથી ખાતાં પણ તેના વીકારમાં કંઈ ફેર પડતો નથી તે તું જાણે છે.

**ધીર**—પ્રીય પત્ની જેમ મીન માછીની જાળમાં ફસાય છે ને તેમાંથી છુટવાને ફાંફાં મારે છે પણ ફાંફાં મારતાં વધારે વધારે ફસાતી જાય છે તેવીજ ગતી આ વખતે તારી સમજ. માટે કોઇ વીચાર ન કરતાં મારે સ્વાધીન થઇ મારા રંગ મહેલને શોભાવ.

**રત્ન**—અરે દુસ્ટ પાપી ચંડાળ આગ લાગો તારા રંગમહેલને ને નાશ થાઓ તારો આ જગતમાંથી.

**ધીર**—હીરણાક્ષી મેં હવે તારી સાથે નમનતાઇથી વર્તવાનું માંડી વાળી કઢણાઇથી વર્તવાનો મારા મન સાથે ઠરાવ કીધો છે. ( એમ કહી

ઉઠે છે. માટે તારા આવા વીચાર કોરે મુકી, મારા હુકમને તાબે થા ને મારી સત્તાનો ઉપયોગ કરવાને ફરજ પમાડ. (ઝાલવા જાયછે)

## ગાયન ૩૭ મું છંદ માલીની.

રત્ન— નથી નથી નથી એમાં સાર જોને વીચારી.
દુર દુર દુર થાને ક્ષત્રીનો ધર્મ ધારી.
નકકી નકકી નકકી તારૂં કાળચક્ર ભમે છે.
અરે અધમ પાપી સતીઓને દમે છે.
જગતમાં હે જન્મી દુસ્ટ કર્મો કરે છે.
મુઢ મતિ મરી જાને ભુમી ભારે મરે છે.

રત્ન—શુ ? હું તારે તાબે થાઉં ? જેમ તારા જન્મમાં ફેર છે તેમ મારામાં નથી.

ધીર—અરે રંડી હજી સુધી તું મારૂં કહયું માનતી નથી. પણ યાદ રાખ કે હું તારા કેવા હાલ કરૂંછું તે તું જો.

રત્ન—અરે દુસ્ટ આ તું શું બકે છે તું સ્વપ્ને નહિ ધાર કે આ સતિ તારે સ્વાધીન થાય. નીર્લજ તને અનાથ અબળાને પજવતાં લજા નથી આવતી. મનુષ્ય જાતિને ન છાજતા શબ્દો મુખેથી ઉચ્ચારતાં તારી જીભ તાળવેથી તુટી કેમ નથી પડતી ? અરે હું તારે સ્વાધીન થાઉં કદી આ શરીરનો નાશ થાય, આભધરા એક થાય, સુર્ય પશ્ચિમ ઉદય થાય, તો પણ આ સતી પોતાનો ધર્મ તજી તારે સ્વાધીન થાય એ કદી બને ખરૂં. હે માતું પૃથ્વી તું આ વખતે કેમ ફાટી આવા પાપીઓને તારા ઉદરમાં ખેંચી નથી લેતી કે જેથી સતીઓના શીયળનો ભંગ થતો અટકે. ( એટલામાં ધીરશીંહ ક્રોધાવેશમાં આવે છે તેને પોતાની સામે આવતો જોઇ કટાર હાથમાં લઈ ધીરશીંહને દેખાડીને ) આગળ વધવા પહેલાં જે મારા હાથમાં દુઃખમાંથી છોડવનારી જમદ્વારે લઇ જનારી છે તેનો વીચાર કરી આગળ વધ.

લે હવે હું મારો પ્રાણ ત્યાગ કરૂં છું ને મારા આત્મહત્યાના પાપનાં ફળો જગતકરતાની હજુરમાં લણજે (એમ કરી પોતાના પેટમાં મારવા જાય છે તે ધીરસીંહ છીનવી લેછે ને રત્નકુમારી મુર્છામાં પડે છે જાગ્રત થયા પછી) પ્રભુ શું ? હજી હું જીવું છું. પ્રાણનાથ ! પ્રાણનાથ ! !

**ધીરશીંહ**–(પોતાના મનમાં) અરે આ તો જીવ આપવા તત્પર થાય છે માટે તેના ઉપર જબરદસ્તી ન કરતાં કળથી કામ લેવામાં ઠીક છે વહાલી હું તને કોઇ રીતે દુઃખી કરવા માગતો નથી. તારા સર્વ દુઃખો દુર કરી પ્રફુલીત મને દારૂ પા.

**રત્ન**—(મનમાં હું તેને દારૂ પાઉં તે બનેજ કેમ યાદ આવવાથી હા હા ઠીક થશે તે દારૂ પીને બેભાન થશે એટલે છટકી જવા યા તેનો પ્રાણ લેવાને ઠીક ફાવીશ.) લ્યો ત્યારે હું પાઉં છું. (સારા શબ્દોનો પડઘો સારોજ સંભળાય છે. ધીરસીંહ દારૂ પી બેભાન અવસ્થામાં પડે છે તેનો લાભ લઈ રત્નકુમારી કટાર હાથમાં લઈ) લે પાપી નીચ, ચંડાળ, ઘાતકી આ તારા પાપી કામનો બદલો. (એમ કહી કટાર ધીરસીંહના પેટમાં મારે છે ને નાશી જાય છે. પુરૂષ ડ્રેસથી હથીયારબંધ.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ ચંપાનગરીની જેલ.

**પાત્ર—દોલુભા પાછળથી રત્નકુમારી.**

### ગાયન ૩૮ મું.

**દોલુભા**— રે પ્રભુ આ શું થયું કંઇ, મર્મના સુજે મને.
સુખ સૌ મારૂં હર્યું તે, સત્ય શું ભાખ્યું તને.

આજ માનો ઉલટો તે, સુલટો થાએ નહિ.
અન્યાઇ તે સુખી ખરે, ન્યાઇને દુઃખ માથે સહી.
હા પડયો હું કેદમાં હે. પગમાં બેડી ખડખડે.
મીત્ર પત્ની કયાં રહીને, મીત્ર રણમાં રડવડે.
અમ સૌ વીયોગ કેરા, દુઃખમાં હે ડુબીયાં.
અપરાધ તારો શો કર્યો તે, આમ તેં રીબાળીયાં.

અહા ઇશ તારી ગતી વીચીત્ર છે. મોટા મહાત્માઓ પણ તેનો પાર પાર પામી સકયા નથી તો હું પામર કોણ માત્રમાં.

## ગાયન ૩૯ મું.

**રત્નકુમારી**—જલ્દી જઇ છોડવું હું મારા પતિ મીત્રને.
મારા પતિ મીત્રને દોલુભા પવિત્રને—જલ્દી.
નહિ લજવું આવેશને ખડકા ધરી આવાર,
મુજ પતિ મિત્રનો વર્તાવું હું જય જયકાર—જલ્દી.
પહેલો ચોકીદારને જઈ કરૂં હું ઠાર,
મુજ પતિ મીત્ર દોલુભાને કાઢીશ જેલની બહાર—જલ્દી.

( સર્વે ચોકીદાર આ વખતે નીંદ્રાવશ થએલ હતા. )
તેથી જેલનું તાળું તોડી અંદર પ્રવેશ કરી દોલુભા સાથે રત્નકુમારી બન્ને નાશી જાય છે.

# પ્રવેશ ૩ જો.

## સ્થળ જંગલ.

## પાત્ર—ચંદ્રસીંહ.

## ગાયન ૪૦ મું.

**ચંદ્રસીંહ**—અરે પ્રભુ આ શું કીધું, દુઃખ દાવાનળ મુજને દીધું.
રત્ન અનુપમ આપી, પાછું છીનવી અરે પ્રભુ લીધું.

માત પીતા મુજ પ્યારાં, મુજ વીયોગેથી ઝુરી મરશે.
કાંતો સંન્યાસ લેછે, એ કલંક મુજને ચડશે.

### ગાયન ૪૧ મું.

**ચંદ્રશીંહ**— દયાળુ પ્રભુ તું દયા કર જે.
પ્રીયા મારીથી મને મેળવજે.
રહી રાજ્ય માંહે લીધું સુખ કાંઇ.
પ્રીયાના વિયોગે ફરૂં અંહી તહીં.
અરેરે ફસાશે કો પાપીને ફંદ
એથી થાય મુજને અતિસે રંજ.

**રત્નકુમારી**—ભાઇ દોલુભા આપણે ઘણા દીવસ થયાં ભુખ્યાં તરશાં જંગલમાં રખડીએ છીએ પણ કયાંઇ તમારા મિત્ર ચંદ્રશીંહની ભાળ મળી નહીં અરે હવે શું કરવું.

**દોલુભા**—મારી સુલક્ષણ બેન, શાંન્ત થાઓ, આ સામે દેવાલય દેખાય છે ત્યાં જઈ જરા આરામ લઇએ.

( બન્તે જણ દેવળમાં જાય છે. )

### ગાયન ૪૨ મું.

રાગ–દીંડી.

**રત્ન**— કરૂં વીનતિ જોડીને હાથ ત્રીપુરારી.
આ દાસીની અરજ ઉધારી,
ન કળી શકું હું રંક ગતિ તારી—કરૂં.

કાપ પાપ તું અમાપ જગદીશ,
આપ સુમતિ મુધારી નામુ શીસ;
હાય વીપત્તિ પડી છે શીર ભારી—કરૂં.

બહુ મુઝાય છે મુજ મન દીનાનાથ,
પ્રભુ મહેર કરી મેળવો મુજ નાથ;
આ જીંદગી થઇ પડી અકારી—કરૂં.

**ચંદ્રશીંહ**—અહા પ્રભુ હવે તો ચાલી ચાલીને છેક થાકી ગયો. પણ ક્યાંઇ ચંદ્રવદનીની ભાળ મળતી નથી. ચાલ જીવ, પાસેના દેવળમાં જઇ જરા આરામ લઉં. (ચંદ્રશીંહ દેવળમાં જતાં રત્નકુમારી પર નજર પડતાં ચમકીને) અરે આ સ્ત્રી કોણ હશે, જોઉં તો ખરો આ તો રત્નકુમારી. પણ તેની સાથે આ પુરૂષ કોણ છે તે અહીં ગુપ્ત રીતે ઉભો રહી જોઉં.

**રત્ન**—ભાઈ દોલુભા શું મને મારા પતિ ચંદ્રશીંહ નહી મળે.

**દો.**—બેન આમ ગભરાઓછો કેમ.

**ચંદ્ર**—(મનમાં) હું પણ ખરેખર ભાગ્યશાળી કે પ્રીયા મળી, ને સાથે મારો વહાલો મીત્ર દોલુભા પણ જણાય છે. વાહ પ્રભુ તારી ગતિ વીચીત્ર છે

## ગાયન ૪૩ મું.

એજ પ્રીયા મારી જરૂર તો જણાય છે,
જરૂર તો જણાય છે, ઉદાસી દેખાય છે—એજ.
મુખ એનું મનોહર ન બીજુ સુભાગી જોઉં,
એજ શશી કરેછે ઉદાસીરે—એજ.
મળું જઇ હું પ્રીયાને ઉમંગ ઉર માંહી,
એને માટે સુખ કર્યું છે ત્યાગરે—એજ.
ખરો પ્રેમ એહનો છે મુજ ઉપરે,
રત્નકુમારી સતી ખરી નારીરે—એજ.

**દોલુભા**--અહાહા મારા વહાલાં બેન મારા મીત્ર ચંદ્રશીંહ તો આ રહ્યા.

( રત્નકુમારી ચંદ્રશીંહને જોતાંજ હર્ષઘેલી બની. )

**રત્ન**---કોણ મારા વહાલા પતિ ચંદ્રશીંહ.

**ચંદ્રશીંહ**---કોણ વહાલી પ્રીયા રત્નકુમારી ( એમ કહી ચુંબન લેછે.)

## ગાયન ૪૪ મું.

**રત્ન**-- વાલમ મળીઆ હાં હાં હાં ટાળીઆ દુઃખના રાશી.
પ્રીતેથી આવો રસીક રસીલા.
મમ હૃદય તણા નીવાસી--ટળીઆ.
દયા ધરીને કરીને હરીએ ફરીને,
હૃદય અતિ મમ શાંન્ત
મળીયા કાન્ત ગઇ આજ ઉદાસી---ટળીયા.

( સામેથી સૈન્ય આવતું જોઇને. )

**ચંદ્ર**--મારા વહાલા મીત્ર દોલુભા જ્યારે મનુષ્યના સુખનો સુર્ય ઉદય થાય છે ત્યારે અણધાર્યા સર્વે આવી મળે છે તેમાં કાંઇ શક નહી ( દોલુભાને બતાવીને ) જો સામે આપણી શોધ કરનાર સૈન્ય આવતું જણાય છે.

**દોલુ**--( હર્ષ પામીને ) ખરેજ તેમાં સર્વેથી આગળ આવતો જણાય છે, તે આપણો સૈન્યાધીપતિ રણજીતશીંહ જેવો છે.

**ચંદ્ર**---અહા પ્રભુ તારી શું વીચીત્ર ગતિ.

**રત્ન**---( આલીંગન દઇને. ) મારા જીવન આધાર અણ ધાર્યાં આવી મળે છે. તે આપે જે મહારી સહાયતા કરવા સંકટો સહન કર્યાં તેનો આ બદલો છે.

**ચંદ્રશીંહ**--(છાતી સાથે ચાંપીને.) નહિ નહિ ચંદ્રમુખી નહિ. આ તો તેં જે પોતાના જીવને ન ગણકારતાં પતિવ્રતપણું જાળવ્યું તેનો આ બ-

દલો. (એમ કરી ગાલ તાણે છે.) એટલામાં સૈન્ય આવી પહોંચે છે ને સર્વે જનો અરસપરસ ભેટે છે.)

**સૈન્યાધી**—(ચંદ્રસીંહને નમન કરી) મહારાજ આપની શોધ માટે શહેરે શહેર, જંગલે જંગલ, ફરતાં ફરતાં આજે અમારો મનોરથ સફલ થયો. માટે ઇશ્વરનો આભાર માનીએ છીએ.

**ચંદ્ર**—રણજીતસીંહ તમોએ જે મારી સોધ માટે શ્રમ વેઠયો છે તેનો બદલો મુખે કહેવાથી વળે તેમ નથી. હવે ચાલો સર્વે આપણે રાજ્ય તરફ જઇએ.

(સર્વે જાયછે.)

## પ્રવેશ. ૪ થો

### સ્થળ રાજ દરબાર.

**પાત્ર**—માનસીંહ, પ્રધાન, ચોપદાર સર્વે કચેરી મંડલ વીગેરે પાછલથી ચંદ્ર-સીંહ, દોલુભા, રત્નકુમારી વીગેરે.

**માનશીંહ**—કેમ પ્રધાનજી. કુમાર ચંદ્રસીંહની ભાળ મળી કે કેમ?

**પ્રધાન**—મહારાજ કુમાર શ્રીની સોધમાં ગએલું લસ્કર હજી પાછું આવ્યું નથી. પણ તેમના પત્રોથી સીધ્ધ થાય છે કે સ્થલે સ્થલે સોધ તો ઘણા વખતથી કરે છે પણ હજી પત્તો મળ્યો નથી.

**માનસીંહ**—પ્રધાનજી હવે કુમાર ચંદ્રસીહની મળવાની આશા શી; કારણ કે જે ત્રીભોવન ફરી વળે તેવો આપણો સૈન્યાધીપતિ રણજીતસીંહ તેની સોધમાં જ્યારે ન મળ્યો ત્યારે હવે મળવાની આશા વ્યર્થ. હરિ હરિ. હરિ.

(એટલામાં ચોપદાર ચંદ્રસીંહની આવવાની ખબર આપેછે.)

**ચોપદાર**—મહારાજ મહારાજ એક ખુશ ખબર નિવેદન કરતા હું કે મહારાજ ચંદ્રસીંહ આ પહોંચે હૈં.

**માનશીંહ**—અહા. આ હું જે ખબર સાંભલું છું તે જાગૃતમાં કે સ્વપ્નામાં (એટલામાં ચંદ્રસીંહ, રત્નકુમારી, દોલુભા અને રણજીતસીંહ પ્રવેશ કરીને.)

**ચંદ્રશીહ**--પીતાજી આ સ્વપ્ન નથી. ખરે હું ચંદ્રસીંહ છું.

**માનશીંહ**--(શુધ્ધીમાં આવીને) કોણ? મારો પ્યારો પુત્ર ચંદ્રસીંહ?

**માનશીંહ**--(રત્ન કુમારી સામું જોઇને) આ બાળા કોણ છે?

**દોલુભા**--મહારાજા. એ ચંદ્રનગરના રાજા દોલતસીંહનો પુત્રી ને મારા પ્યાર મીત્ર ચંદ્રસીંહની પત્ની છે. તેને સરવે રત્નકુમારી નામથી બોલાવે છે. (એમ કહી સર્વે હકીકત કહી બતાવે છે.)

**માનશીંહ**--બાળા રત્નકુમારી તેં જે અસંખ્ય દુઃખો વેઠયાં છે તે ઉરે ના લાવતાં ફકત તેં તારૂં પતીવૃતપણું પાળી હમેશાં પ્રેમ ભાવથી વર્તવું.

**રત્નકુમારી**—પીતા! આપ જે બોલોછો તે મારી ઉપર કેટલો પ્રેમ ભાવ છે તે જણાઇ આવે છે. મેં જે દુઃખો વેઠયાં છે તે મારા શીયળને માટેજ પણ દોલુભા અને રાજકુમારે જે દુઃખો સહન કરેલછે તે ફકત મારેજ માટે, તેનો બદલો વાળવાને માટે આપની આસીષ ચાહુ છું

**માનશીંહ**—અરે બાળા હું તને મારા ખરા અંતઃકરણથી આસીષ આપું છું કે તુ ભવસાગર મધે નીરંતર તરજે—(દોલુભા તરફ જોઇને) તેં જે વિના સ્વાર્થે સંકટો ભોગવ્યાં છે તેનો બદલો તને ઇશ્વર આપશે. એવી મારી આસીષ છે.

**દોલુભા**--મહારાજા. મેં તેમાં કાંઇ મોટાઇ કરી નથી.

**દોલુભા**—(સદર) કારણ કે? આપના ઉપકારનો બદલો બીલકુલ હું વાળી શકયો નથી; જે મેં સંકટો વેઠયાં છે, તે આપના ઉપકારના પ્રતીબીંબ સમાન છે.

## ગાયન. ૪૫ મું

**ચંદ્રશીંહ**—

મમ મીત્ર જે ઉપકાર કર્યો, તે કદી ન ભુલું હું
કદી ન ભુલુ હું પ્યારા મારા, કદી ન ભુલું હું. મમ.

ઉપકાર વીસેષ તાહરા, મેં દીલે ધર્યો છે જે
પત્નિ મહારીને લઇ, સંકટમાં મેળવી તેં. મમ.

તેનો બદલો વાળવાને-(પ્રભુ) વખ્ત મને દે
પ્રભુ વખ્ત મને દે અરજ ઉર ધારી લે. મમ.

## ગાયન. ૪૬ મું

**દોલુભા**--રાગ. કયાં જાય તજી પ્યારા અંહી મુજને.
નથી કર્યો કંઇ ઉપકાર, ભાઈ તારો. (૨)

મેં ફરજ બનાવી ભાઈ, નથી એમાં કરી નવાઇ.
જાવું વહારે મીત્રની ધાઇ. કરો જય જય જય કીરતાર
ભાઈ તારો. નથી.

પ્રભુ સુખ મીત્રને આપો આ ભવનાં દુઃખ સૌ કાપો
એ રોજ જપું હું જાપો. અજ્ઞાની છું આવાર
ભાઇ તારો. નથી.

**પ્રધાન**—હવે આ વખત સોચનો નથી પણ આનંદનો છે. સર્વેનો મેળાપ ઇશ્વરે કર્યો માટે ઇશ્વરની સ્તુતી કરીએ.

## ગાયન. ૪૬ મું

સર્વે—કરો કૃપા. હરી–હરી હરી હરી.

ચર્ણ સર્ણમાં રહી સદાએ

વીનવીએ વારંવાર.

સહાય. સહાય. સહાય. સહાય તું થઇ. હરી હરી. હરી. કૃપા કરો

રત્ન કુમારી સતીનું આજે

સત્ય ઉરમાં ધારે.

સહાઇ. સહાય. સહાય તું થઇ. હરી હરી. હરી. કરો

સીયલ સાચવો નર ને નારી.

વીભુ ચડશે તમ વહારે.

સહાય. સહાય. સહાય તું થઇ. હરી હરી હરી. કરો.



# અગાઉથી. આશ્રમ આપનારા સદગ્રસ્થોનાં નામ.

| | |
|---|---|
| શેઠ. મેમણ. નુરમાહામદ. હાજી તૈયબ. | પ્રત. ૧. |
| ,, દાઉદ. હાજી. તૈયબ. | ,, ,, |
| ,, અયુબ. હાજી. તૈયબ. | ,, ,, |
| ,, ઇસમાલ. હાજી તૈયબ. | ,, ,, |
| ,, કરીમ હાજી. તૈયબ. | ,, ,, |
| ,, અબદુલ ગની. ઇસાક | ,, ,, |
| ,, અલીમામદ. સરીફ | ,, ,, |
| ,, અમદ હાસમ. | ,, ,, |
| ,, અબદુલગનીબ. અબદુલ લતીફ. | ,, ,, |
| શા૦ પ્રાગજી ધરમસી | ,, ,, |
| શેઠ. અબદુલ. અયુબ. | ,, ,, |
| ,, કાસમ. ઇસાક. | ,, ,, |
| ,, હાજી ઇસમાલ. આહમદ. | ,, ,, |
| ,, વીરજી. તૈયબ. | ,, ,, |
| ,, તારમામદ. હાજી અબુબકર. | ,, ,, |
| ,, ઇસુફ. મુસાજી. ડરસોત. | ,, ,, |
| ખોજા કાનજીભાઈ. માનજી. | ,, ,, |
| ,, સુસબ. અબા. | ,, ,, |
| ,, અબદુલકરીમ. સુલેમાન. | ,, ,, |

| | | |
|---|---|---|
| શેઠ. મેમણ. હુસેન. મામદ. | પ્રત. | ૧. |
| ,, કાસમભાઈ. રામજી | ,, | ,, |
| ,, ઇબ્રાહીમ. નલ્લાભાઇ. | ,, | ,, |
| ,, સુલેમાન. કાસુજી મામસા. | ,, | ,, |
| ,, અયુબ. મામદ. | ,, | ,, |
| ,, જગમાલ. આગા ચોહાણ. | ,, | ,, |
| ,, ઇસમાઇલ. પીરમામદ કું૦ | ,, | ,, |
| ,, આહામદ. માહામદ. | ,, | ,, |
| ,, અલીમામદ. કાનજી | ,, | ,, |
| ,, નુરમામદ. મીરાજી ભેડા. | ,, | ,, |
| ,, હાજી ઉમર જુમા. | ,, | ,, |
| ,, હાજી ઉમર. હાજી યયુબ | ,, | ,, |
| ,, વલીમામદ. હાજી રહેમતુલ્લા. | ,, | ,, |
| ,, અબદુલ સકુર. હાજી તાર મામદ. | ,, | ,, |
| ,, ઇબ્રાહીમ. આરેફ. કું૦ | ,, | ,, |
| ,, મામદ હાજી. આદમ. | ,, | ,, |
| ,, કે. કુવરજી. કું૦ | ,, | ,, |
| ,, અકબરઅલી. લુકમાનજી | ,, | ,, |
| ,, લતીફ. જમાલ. | ,, | ,, |
| ,, અબદુલગની. ઇસાકમામદ. | ,, | ,, |
| ,, અહામદ. કાપોર | ,, | ,, |
| ,, અબદુલ કરીમ. રહેમતુલ્લા. | ,, | ,, |
| ,, મહામદ. ઇબ્રાહીમ. | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ખોજા | આમદ. દાઉદ. અબ્દલ. | પ્રત. | ૧. |
| ,, | અબ્દુલ ગની. અહામદ | ,, | ,, |
| ,, | પીરમામદ. નુરમામદ. | ,, | ,, |
| ,, | અલારખા. રવજી | ,, | ,, |
| ,, | ઇબ્રાહીમ. તારમામદ. | ,, | ,, |
| ,, | નુરમામદ. હુસેન | ,, | ,, |
| ,, | કાસમ. હુસેન. | ,, | ,, |
| ,, | નુરમામદ. અબા. મામદ. | ,, | ,, |
| ,, | હાજી વલી હાજી મુસા નાખુદા. | ,, | ,, |
| ,, | નુરમામદ. હાજી | ,, | ,, |
| ,, | ઉરર. સકુર | ,, | ,, |
| રા. રા. | ગંગારામ. જીવણરામ. | ,, | ,, |
| ,, | મુલસંકર સાંકળેશ્વર. જોશી. | ,, | ,, |
| ,, | એમ. ઉત્તમચંદ. ગીરધરદાસ. | ,, | ,, |
| ,, | કરસનજી. પ્રાગજી. ભટ. | ,, | ,, |
| ,, | મુળચંદ. અમીચંદ. મહેતાજી | ,, | ,, |
| ,, | મોહનભાઇ. નીચ્છાભાઇ દેસાઇ. | ,, | ,, |
| ,, | એમ. ટી. ધીવાલા. | ,, | ,, |
| ,, | ડા. મંગળજી કાનજી. | ,, | ,, |
| ,, | ડા. મુળજી. મોતીલાલ. | ,, | ,, |
| ,, | સા. ઉજમસી. નાગરદાસ. | ,, | ,, |
| ,, | સોભાગ્યચંદ. સુખલાલ. | ,, | ,, |
| ,, | મણીલાલ. વીઠલદાસ. | ,, | ,, |

| | |
|---|---|
| રા. રા. પરસોતમ. દેવસી. મીસ્ત્રી. | પ્રત. ૧. |
| ,, ડાહ્યાભાઇ. ભગવાનદાસ. ખત્રી. | ,, ,, |
| શેઠ. ગુલમામદ. હાજી ઇસા. | ,, ,, |
| રા. રા. તુલસીલાલ. અજરામર | ,, ,, |
| ,, મોતીરામ. માણેકચંદ. | ,, ,, |
| ,, જગજીવન. મકનજી પારેખ | ,, ,, |
| ,, ભોગીલાલ. ભીખા. ઝવેરી. | ,, ,, |
| ,, કયસ. ઇસવરલાલ. ત્રીભોવનદાસ. સાહ. | ,, ,, |
| ,, બેચરદાશ. લખુભાઇ. પટેલ. | ,, ,, |
| મી. છોટાલાલ. ગીરજાસંકર. જાની. | ,, ,, |
| ,, નથુલાલ. મુલચંદ શાર. | ,, ,, |
| ,, મહેતાજી. મગનલાલ. હરજીવન. સુકલ. | ,, ,, |
| ,, લજ્યાસંકર. ગોપાળજી. આચાર્ય | ,, ,, |
| સાહ. હીરાચંદ. કરશન. | ,, ,, |
| ,, અમથારામ. મુગટરામ. | ,, ,, |
| મીસ્ત્રી. લખમણ. | ,, ,, |



# જાહેર ખબર.

## છપાય છે. છપાય છે. છપાય છે.

### તાકીદે નામ નોંધાવો.

### ગુમાન બાળા.

### ગાયન તથા ભાષણ સહીત.

ઘણુજ રસીલું તથા બોધ દાયક. સરળ ને શુધ્ધ ગુજરાતીમાં. સ્ત્રી તથા પુરૂસને વાંચવા લાયક સુંદર સુશોભીત પુઠા સાથે પાના આસરે ૧૦૦.

કીમત. ૧૦ આના. આગળથી ગ્રાહક થનાર પાસેથી. આના ૮ લેવામાં આવશે.

---

## ઘેરો ઘાલી પડેલા દુશ્મનો.

### શું ? જોઇ રહયા છો. કુદી પડો. કાળી ચૌદસ ને આદીત વાર ફરી ફરીને નહિ આવે.

### વાપરી ખાત્રી કરો.

દરાજનો મલમ ફકત. બે વાર લગાડવાથી દફે કરે છે. કીમત. ડબી ૧ ના. ૬ આના.

તાકાદની ગોળીઓ. શુંધ વનસ્પતિની બનાવેલી. કીમત. ડબી ૧ ના રૂ. ૨ ગોળી. ૨૦

ચાંદીનો મલમ. ડબી ૧ ના. આના. ૧૨

**એન-જીવણલાલ સાંકળેશ્વર.**

**રંગુન, ગલી નં. ૨૮ ઘર નં. ૬૯.**

# સાહેબો નીચે નજર તો કરો.

## દોહરો

દાદરે ઘેરો ઘાલીઓ. લીધો દેસ તમામ રાજ્ય કરે રંગુનમાં. લશ્કર ઠામો ઠામ

## કટાવ. છંદ.

કરી દાદર સીંહે ચડાઇ.
આવ્યું રંગુન ઉપર ધાઇ.

ખડી સ્વારી. મન વીચારી. રંગુન ઉપર આવ્યું ધાઈ.
ઘણા મળ્યા પણ કોઇ ન ફાવ્યા. વૈદ્યો આવ્યા
ને પોકાર્યા, ખરાં હથીઆરો છે અમ પાસે.
લ્યો ઉલ્લાસે. દાદર જાસે. એને ત્રાસે.
દાદર સીંહ ના હીમત હારે. હાય હાય સર્વે પોકારે
દુસ્ટ દાદર સીંહને મારે એવો મળે ન કો આવારે.

લા૦ જીવણલાલ સાંકળેશ્વર એન.

